છોડીશ ત્યારેજ સંસારના પરિભ્રમણથી મુક્ત થઈશ અને અનંત અવ્યાબાધ આત્મિક અતિઈંદ્રિય (ઈંદ્રિયરહિત) સુખ પુર્ણ મોક્ષની પ્રાપ્તિ કરી શકીશ. મારા આત્માએ આ સંસારમાં ભ્રમણ કરતાં થકાં સર્વ પ્રકારના ભોજન (મેવા મિષ્ટાન્નાદિ) ખાધાં તથા સર્વ સ્થાનો, રાજ્ય મહેલો, દેવલોક આદિ સર્વ સુખના સંયોગો પાંચ ઇંદ્રિયના સુખો જેને અજ્ઞાનતાથી સુખ માનતો આવ્યો છું તે ભોગવ્યાં અને તેના બદલામાં અનંત દુઃખના સંયોગ નરક તિર્યંચ આદિ અનંતવાર ભોગવી ચુકયો પરંતુ આ જીવ સંતોષ ન પામ્યો. જેવી રીતે અગ્નિ લાકડાંથી કદી પણ શાંત થતી નથી અને વિશેષ વધે છે તેવી રીતે આ જીવ સંસારના વિષય ભોગોથી કદી શાંત ન થયો અને અનંત દુઃખ ભોગવ્યું. જેવી રીતે અગ્નિને શાંત કરવાનો ઉપાય પાણી છે, એવી રીતે આ જીવને સંસારથી મુક્ત કરવાનો ઉપાય અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય સંયમ, ક્ષમા, નિર્લોભતા, જ્ઞાન, દર્શન, ચારિત્ર, ધ્યાનાદિ છે. આ પાણીથી જીવની વિષયરૂપી અગ્નિ સદાને માટે શાંત થઈ જાય છે. અને અનંત સુખ મોક્ષની પ્રાપ્તિ થાય છે એવો વિચાર કરીને આ સર્વ સંસારનો સબંધ છોડવો ઉત્તમ છે. શ્રી ધન્નાશાલિભદ્રજીએ સંસાર ભાવના ચિંત્વન કરી આત્મ કલ્યાણ કર્યું તેમ મને પણ પ્રાપ્ત થાઓ.

દુહો—ધન વિના નિર્ધન દુઃખી, તૃષ્ણાવંત ધનવાન,
કોન સુખી સંસારમાં ? સબ જગ દેખ્યા છાન. ॥૧॥

થાય ન તૃપ્તિ ભોગથી, એ અનાદિની રીત;
સંયમ ગુણ જો પ્રગટ કરે, તો રહે સકળ દુઃખ જીત ॥૨॥
પરદ્રવ્ય મેં પ્રીતિ હૈ, યહી સંસાર અબોધ;
યા કો ફળ ગતિ ચારમેં, ભ્રમણ કહ્યો સૂત્ર શોધ ॥૩॥

**ભાવાર્થ**—પર વસ્તુમાં પ્રીતિ તેજ સંસાર ( જન્મ મરણ ) અને મિથ્યાત્વનું કારણ છે અને તેનું ફળ ચારે ગતિમાં ભ્રમણ કરવું તે છે એવું આચાર્ય મહારાજે સર્વ સૂત્ર શોધીને ફરમાવ્યું છે.

### ૪ એકત્વ ભાવના.

**દુહો**—આપ એકલા અવતરે, મરે એકલા હોય;
કબહુ અપના જીવકો, સાથી સગો ન કોય. ॥૧॥

આ ભાવનામાં એવો વિચાર કરે કે હું એક છું, શુદ્ધ છું, બુદ્ધ છું અર્થાત અનંત જ્ઞાનમય છું, અરૂપી છું, અન્ય દ્રવ્યોથી નિર્મમત્વ છું, સર્વથા ભિન્ન છું. જ્ઞાનદર્શને કરીને સહિત છું, પ્રતિપૂર્ણ છું. એક સ્વરૂપ છું નિત્ય છું. સત-સ્વરૂપ છું આનંદ સ્વરૂપ છું. અતીંદ્રિય (ઇંદ્રીય રહિત)છું, નિરા-કુલ ( ઇચ્છા રહિત ) છું, અનંત આત્મિક સુખથી ભરપૂર છું, હું એકલો જનમ્યો છું અને જ્યારે મરણ થશે ત્યારે પણ એકલો જવાનો છું. આ જગતમાં કોઈ વસ્તુ મારી નથી અજ્ઞાન અને મિથ્યાત્વથી જીવને કર્મ અનાદિ કાળથી લાગેલાં છે એટલા માટે શરીર પ્રાપ્ત કરીને અનંત કાળથી સુખ દુઃખ

ભોગવી રહ્યો છું. જ્યારે અજ્ઞાન અને મિથ્યાત્વનો સર્વથા નાશ કરીશ ત્યારે કર્મ રહિત અશરીરી શુદ્ધ બુદ્ધ પરમાત્મા સ્વરૂપ થઇ જઇશ. એવી એકત્વ ભાવના **નમીરાજરૂષીએ** ચિંત્વન કરીને આત્મ કલ્યાણ કર્યું છે તેવી રીતે મારે પણ ચિંત્વન કરવું તે પરમ કલ્યાણકારી છે.

## ૫. અન્યત્વ ભાવના અર્થાત ભેદ ભાવના.

**દોહો**—જહાં અપની દેહ નહિ, તહાં ન અપના કોય;
ઘર સંપત પર પ્રગટ એ, પર હૈ પરિજન લોય. ॥૧॥

**ભાવાર્થ**—જ્યારે શરીર પણ આપણું નથી તે છોડી ચાલ્યા જવું છે તો બીજું આપણું કોણ થાય? ઘર સંપત્તિ અને પરીવાર તો આપણાથી જુદાં છે એ પ્રગટ છે છતાં અજ્ઞાનથી મારાપણું માની આજ સુધી દુઃખી થયો છું હવે ભેદભાવના ભાવી સર્વ દુઃખ રહિત થઇશ.

**દુહો**—ભેદ જ્ઞાનસો મુગતિ હૈ, જુગતિ કરો કિમ કોય;
વસ્તુ ભેદ જાણે નહિં, મુગતિ કહાંસે હોય ॥ ૨ ॥

આ પ્રકારે વિચાર કરે છે આ શરીર અને જેટલા બાહ્ય પદાર્થ દેખાય છે તે સર્વ જડ અને ચૈતન્ય દ્રવ્ય મારા આત્માથી ભિન્ન ( જુદાં ) છે હું એમનાથી જુદો છું મારો આત્મા અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત આત્મિક સુખ, અનંત વીર્ય, આ ચાર ગુણે કરીને સહિત છે, હું અજ્ઞાન અને મોહથી અન્ય વસ્તુને મારી માની રાગ દ્વેષે કરી

અનંત કાળથી દુઃખી થઈ રહ્યો છું. મને ત્રણુ કાળ (વર્તમાન ભૂત-ભવિષ્ય)માં પોતાનો આત્મા અને એના શુદ્ધ ગુણો સિવાય અન્ય બીજી કોઇ વસ્તુ સુખ દેવાવાળી નથી. પુત્ર સ્ત્રી (પતિ) માતા, પિતા, આદિ ચૈતન્ય તથા ધન ધાન્ય વૈભવ આદિ જડ પદાર્થો જે દ્રષ્ટિમાં આવે છે, તે સર્વ પદાર્થ ત્યાગ કરવા એજ મારા માટે કલ્યાણુકારી છે. જે દિવસે હું આ સર્વ પદાર્થોનો ત્યાગ કરીશ તે દિવસ મારે પરમ કલ્યાણુકારી થશે. શ્રી મૃગાપુત્રજીએ ભેદ ભાવના ચિંતવન કરી આત્મકલ્યાણ કર્યું તેમ મને પણુ પ્રાપ્ત થાઓ.

**દુહો**—ભેદ જ્ઞાન સાબુ કરી, સમરસ નીર્મળ નીર;
ધોબી અંતર આતમા, ધોવે નિજગુણુ ચીર. ॥૧॥

**૬ અશુચી ભાવના**—આ પ્રકારે વિચાર કરે કે, આ ઉદારિક શરીર હાડ, માંસ, રૂધિર, મલ, મુત્ર, શ્લેષ્મ, કરમીયા, નસો, પિત, કફ, આદિથી ભરેલું છે. આ શરીરમાં કોઇ વસ્તુ રમણિક, સુગંધી, મનોહર નજર આવતી નથી અને આ શરીર કેસર, કસ્તુરી, ચંદન, કંકુ, આદિ સુંદર પદાર્થોને પણુ બગાડી દે છે અર્થાત્ મલરૂપ કરી નાંખે છે. આટલું હોવા છતાં પણુ આ શરીરને સુખ તથા સ્નેહનું ભાજન માનવું તે બહુજ અજ્ઞાન છે અવું સમજીને આ શરીર ઉપર મોહ ન કરવો જોઇએ. અને એનાથી જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના કરવામાં સમય માત્રનો પ્રમાદ કરવો મને શ્રેયસ્કર નથી. કારણકેઃ—

દુહો—દીપે ચામ ચાદર મઢી, હાડપીંજરા દેહ;
ભીતર યાસમ જગતમેં, ઔર નહિ ઘીન ગેહ. ॥૧॥

ભાવાર્થ:—હાડકાના પીંજરાવાળી આ કાયા ચામડી રૂપી ચાદરથી મઢેલ હોઈ શોભે છે પરંતુ તેની અંદર રહેલ વસ્તુઓ વિચારતાં આ શરીર સમાન જગતમાં બીજું કોઈ દુર્ગંધી સ્થાન નથી કારણ પાયખાનામાં પડી ગયેલ પદાર્થ થોડી ગંધના ફેરફાર સિવાય પાછો મળે છે. પણ શરીરમાં નાંખેલ બદામ, ઘી, સાકર, કસ્તુરી વિગેરે પદાર્થો મળ રૂપ બની પાછા નીકળે છે.

દુહા—શરીર વિષ્ટા કોથળી, તેમાં શું મોહાય;
મમતા તજી વૈરાગ ધરે, તે જીવ સુગતિ પાય. ॥૧॥

એવો વિચાર કરી જ્ઞાની પુરૂષ આવા મલિન પોતાના તથા અન્યના શરીરમાં મોહ કરે નહિ કારણ કે આના પર મોહ કરવો એ જીવને મહા દુ:ખદાઈ છે, આવા દુર્ગંધમય રૂપવાળા શરીર ઉપર મોહ કરીને જીવ એક વારના કામ ભોગમાં અસંખ્યાતા જીવોની ઘાત કરી નાંખે છે અને પછી પોતે અનંત દુ:ખોને ભોગવે છે એટલા માટે મારે આના પર મોહ ન કરવો જોઇએ. આ અશુચી ભાવના સનંત કુમાર ચક્રવર્તીએ ચિંત્વન કરી શરીરની મમતા છોડી આત્મ કલ્યાણ કર્યું છે તેવી રીતે મારે પણ આ ક્ષણભંગુર દુર્ગંધમય શરીરની ખોટી મમતા, સ્નેહ વિષય રાગ છોડી

તે દ્વારા, દાન, શીયલ, તપ ભાવ, જ્ઞાન, દર્શન, ચારિત્ર ગુણ ધારણ કરી તેને સફળ કરવું જોઈએ.

**૭ આશ્રવ ભાવના**—એમ વિચાર કરે કે, આ જીવ આશ્રવથી અને તેના કારણોથી ચાર ગતિની અંદર પરીભ્રમણ કરી રહ્યો છે. મન, વચન, કાયા, ત્રણ યોગ અને ક્રોધ, માન, માયા, લોભ, આ ચાર કષાયો દ્વારા કર્મોનો આશ્રવ થાય છે, એટલા માટે મારે મન, વચન, કાયાને ધ્યાનમાં સ્થીર કરવાં હિતકર છે અને કષાયનો સર્વથા પ્રકારે ત્યાગ કરવો કલ્યાણકારી છે.

**દુહો**—સંજ્ઞા લેશ્યા આદિ ત્રય, ઈંદ્રિય વશતા હોય;
આર્ત રૂદ્ર કુધ્યાનતા, મોહ પાપ પદ સોય. ॥૧॥

**ભાવાર્થ**—ચાર સંજ્ઞા ત્રણ પહેલી લેશ્યા ( કૃષ્ણ, નીલ, કાપોત ) પાંચ ઈંદ્રિયને વશીભુત થવું, આર્ત, રૂદ્ર ધ્યાન ધરવું, અને રાગ દ્વેષ મોહ એ આશ્રવનું કારણ છે.

**દુહો**—કર્મ ગ્રહણ કરે જોગ કરી, જોગ વચન મન કાય;
ભાવ હેતુ સ્થીતિ બંધ છે, રાગાદિ ઉપજાય. ॥૧॥

મન વચન કાયારૂપી યોગથી કર્મ દલરૂપી દ્રવ્યાશ્રવ થાય છે અને ક્રોધાદિ કષાય તે ભાવાશ્રવ છે. શુભ યોગથી શુભાશ્રવ અને અશુભ યોગથી અશુભાશ્રવ થાય છે એટલા માટે મને દ્રવ્યાશ્રવ અને ભાવાશ્રવ બન્ને છોડવા યોગ્ય છે એ મારા અનંત આત્મિક સુખની ઘાત કરવાવાળા છે.

**દુહો**—રાગ દ્વેષ અરૂ અજ્ઞતા, ભાવ આશ્રવ ભવી જાણ;
અષ્ટ કર્મ દળ આગમન, દ્રવ્ય આસ્રવ પ્રમાણ. ॥૧॥

આ ભાવના સમુદ્રપાલ મુનિએ ચિંત્વન કરી આત્મ કલ્યાણ કર્યું છે તે પ્રમાણે હું પણ આશ્રવને છોડીને સંવરને ધારણ કરી આત્મ કલ્યાણ કરીશ તે દિવસ ધન્ય થશે.

૮ **સંવર ભાવના**—આવો વિચાર કરે કે, આ જીવ સંવરને ધારણ કરવાથી ચતુર્ગતિના ક્લેશો દુઃખોથી છુટે છે ને અનંત સુખ પ્રાપ્ત કરે છે. આ સંવર મન, વચન, કાયાના યોગોને રોકવાથી થાય છે. મનને ધર્મ ધ્યાનમાં જોડવું, વચનથી સત્ય મધુર પ્રિય–સર્વ હિતકારી અને નિર્વદ્ય ( પાપ રહિત ) ભાષા બોલવી. કાયાને અહિંસામય ધર્મમાં લગાવવી અને ચાર કષાયને રોકવા તે સંવર છે.

**દુહો**—નીજ સ્વરૂપમાં લીનતા, નિશ્ચય સંવર જાણ;
સુમતિ ગુપ્તિ સંયમ ધર્મ, કરે પાપની હાણ. ॥૨॥

**ભાવાર્થ**—પાંચ સુમતિ, ત્રણ ગુપ્તિ, દશ પ્રકારના ક્ષમાદિ યતિ ધર્મ એ સર્વ ભાવ સંવરને પ્રગટ કરનારા સાધન છે. આત્મ સ્વરૂપમાં લીનતા–રમણતા કરવી એ નિશ્ચય સંવર છે. જે દિવસે હું યોગ પ્રવૃત્તિ તથા કષાયનો ત્યાગ કરી આત્મ સ્વરૂપમાં લીન થઇને સંવર ભાવનાનું આરાધન કરીશ, તે દિવસ ધન્ય થશે. આ ભાવના કેશી માહારાજ અને ગૌતમ સ્વામીજીએ ચિંત્વન કરી આત્મ કલ્યાણ કર્યું છે તે પ્રમાણે મને પણ દ્રવ્ય અને ભાવ સંવર પ્રગટ થાઓ.

## ૯ નિર્જરા ભાવના—

દુહો—સંવર યોગ વિમલ સહિત, વિવિધ તપો વિધિ ધાર;
બહુત કર્મ નિર્જર કરણ, સો મુનિ ત્રીભુવન સાર. ૧

૧ અનશન—આહાર ત્યાગ થોડા સમય અથવા જીવન પર્યંત.

૨ ઉણોદરી—ખાવાપીવા તથા વાપરવાની વસ્તુઓ ઘટાડવી તે દ્રવ્ય ઉણોદરી અને વિષય કષાય ઘટાડવા તે ભાવ ઉણોદરી.

૩ વૃત્તિસંક્ષેપ—ઇચ્છાને રોકવી, અભિગ્રહ કરવો.

૪ રસપરિત્યાગ—દૂધ, મિઠાઇ, મસાલા, શાક, અથાણાં વિગેરે પૌષ્ટિક અથવા સ્વાદિષ્ટ પદાર્થ છોડવા તે.

૫ કાયકલેશ—બધું કામ હાથે કરવું, સેવા કરવી, પગે ચાલવું, આતાપના લેવી. આસન કરવાં, વિગેરે.

૬ પ્રતિસંલીનતા—ઇંદ્રિય સંયમ પાંચે ઇંદ્રિય ઉપર કાબુ રાખવો.

૭ પ્રાયશ્ચિત્—પાપની શુદ્ધિ. પશ્ચાતાપ અને પ્રગટ માફી.

૮ **વિનય તેના પાંચ પ્રકાર છે.**

( ૧ ) અપૂર્વજ્ઞાન હંમેશાં શીખવું તે જ્ઞાનવિનય.

( ૨ ) વ્યવહાર નિશ્ચયનયથી પ્રત્યેક વિષય સમજી શ્રદ્ધા કરવી તથા આત્માનો અનુભવ કરવો તે દર્શન ( સામકિત ) વિનય.

( ૩ ) હિંસા, વિષય, કષાય છોડી મન, વચન, કાયાને રોકવા તે ચારિત્ર વિનય.

( ૪ ) ઇચ્છા રોકવી તે તપ વિનય.

( ૫ ) ગુરૂ વડીલ, ગુણી પુરૂષ આદિની વિનય ભક્તિ કરવી તે લોકોપચાર વિનય ( વ્યવહાર વિનય. )

૯ વૈયાવચ્ચ—સેવા ભક્તિ કરી જ્ઞાન દર્શન ચારિત્રમાં સ્થિર કરવું તે.

૧૦ **સજ્ઝાય**—ઉપયોગ સહિત વાંચવું, પુછવું, ફેરવવું વિશેષ વિચારવું અને ધર્મ ઉપદેશ દેવો.

૧૧ ધ્યાન-એકાગ્ર ચિત્તે ઉત્તમ વિષયનું ચિંતવન કરવું.

૧૨ કાઉસગ્ગ—વચન કાયાની પ્રવૃત્તિનો ત્યાગ. મન ધર્મધ્યાનમાં લીન રહે.

પહેલા છ તપ બાહ્ય તપ છે તે પ્રગટ રૂપે દેખાય છે અને બીજા છ તપ આભ્યંતર તપ છે. બાહ્ય તપ આભ્યંતર તપને પ્રગટ કરવા તથા દ્રઢ કરવાના ઉપકારી સાધન છે.

આ બારે પ્રકારના તપ સંવર ભાવ પૂર્વક બહુ કર્મની નિર્જરા કરે છે. મને સંવર સહિત બારે પ્રકારના તપની પ્રાપ્તિ થાઓ.

આ ભાવના **અર્જુનમાલી** મુનિએ ચિંત્વન કરી આત્મ કલ્યાણ કર્યું અર્થાત્ બહુ કર્મના દલને થોડા વખતમાં ક્ષય કરીને મોક્ષ પહોંચ્યા.

**દુહો**—પંચ મહાવ્રત પાળતું, સુમતિ પંચ પ્રકાર;
પાંચે ઇંદ્રિય વિજયકર, ધાર નિર્જરા સાર. ॥ ૧ ॥

૧૦ **લોક ભાવના**—એવો વિચાર કરે કે, મેં સર્વ લોકમાં સર્વ સ્થાનમાં સકળ અવસ્થા સર્વ સુખ અને દુઃખની દશા અનંતીવાર ભોગવી છે, કોઈ સ્થાન એવું બાકી નથી કે જ્યાં મેં જન્મ મરણ ન કર્યું હોય. સર્વ પદાર્થ અનંતીવાર ભક્ષણ કર્યાં છે. પરંતુ જીવને તૃપ્તિ—સંતોષ થતો નથી. એટલા માટે હવે આ લોકના સર્વ પદાર્થોનો મમત્વ છોડી કરીને અનંત જ્ઞાનાદિ ગુણને ધારણ કરી જ્યારે હિંસા, વિષય, કષાયનો ત્યાગ કરીશ ત્યારે અનંત સુખ પૂર્ણ મોક્ષ સુખ પ્રાપ્ત થશે. આ ભાવના **શ્રી શીવરાજ ઋષીશ્વરે** ચિંત્વન કરી મોક્ષ પ્રાપ્ત કર્યું તે પ્રમાણે મને પણ લોકભાવના પ્રાપ્ત હોજો.

દુહો—લોક સ્વરૂપ વિચાર કે, અપના સ્વરૂપ નિહાર;
પરમારથ વ્યવહાર મુનિ, મિથ્યા ભાવ વિદાર. ॥૧॥

**ભાવાર્થ**—હે આત્મા! લોકનું સ્વરૂપ વિચાર કરી આપણું શુદ્ધ સ્વરૂપ દેખ. આ લોકમાં છ દ્રવ્ય છે તેમાં તું ચૈતન્ય અનંત જ્ઞાનાદિ ગુણયુક્ત છે. વર્ણ, ગંધ, રસ, સ્પર્શ આદિ પુદ્‌ગલો (જડ પદાર્થો) તારાથી જુદા છે—ભિન્ન છે અને તેમનાથી તું ભિન્ન—જુદો છે. નિશ્ચય અને વ્યવહાર ચારિત્ર પાળીને આ આપણું મિથ્યા સ્વરૂપ છોડી દેવું પરમ કલ્યાણકારી છે.

દુહો—ચૌદહ રાજુ ઉત્તંગ નભ, લોક પુરુષ સંઠાણ;
તામેજીવ અનાદિસે, ભ્રમતહૈ બિન જ્ઞાન. ॥૨॥

**૧૧ બોધ ભાવના**—એવો વિચાર કર કે બોધ એટલે આત્મ સ્વરૂપનું જ્ઞાન કરવું એજ સારભૂત છે. મેં આજ સુધી આત્માનું જ્ઞાન ન કર્યું એજ જન્મ મરણનું કારણ છે, એટલા માટે આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજી મારા નિજ ગુણ અનંત જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય પ્રગટ કરવાં શ્રેયસ્કર છે.

**દુહો**—બોધિ અપના ભાવ હૈ, નિશ્ચય દુર્લભ નાંહિ;
ભવમેં પ્રાપ્તિ કઠિન હૈ, યહ વ્યવહાર કહાય ॥૧॥

**ભાવાર્થ**—બોધિ-રત્નત્રય જ્ઞાન, દર્શન, ચારિત્ર આત્માનો ગુણ છે તે પ્રાપ્ત કરવા સરળ છે કારણ પોતાની વસ્તુ હોવાથી નિશ્ચયમાં કઠણ નથી. જે એની દુર્લભતા બતાવી છે તે વ્યવહારથી કહી છે. મોક્ષ માર્ગ વિષયની ઈચ્છાવાળાને કઠણ છે અને જેણે વિષયેચ્છા દૂર કરી છે તેને તદ્દન સહેલો છે.

**૧૨ ધર્મ ભાવના**—એવો વિચાર કરે કે આ જીવ અનાદિકાળથી સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર વિના ચતુર્ગતિની અંદર પરિભ્રમણ કરી રહ્યો છે. આત્મા અધર્મથી દુઃખી થાય છે અને ધર્મ ધારણ કરવાથી ચતુર્ગતિનાં સર્વ સંકટોથી છૂટીને મોક્ષની પ્રાપ્તિ કરે છે. હિંસા, વિષય, કષાય, અજ્ઞાન, મિથ્યાત્વ, આ સર્વ અધર્મો છે, દુઃખના કારણભૂત છે, એટલા માટે જે દિવસે હું આનો ત્યાગ કરીશ, અહિંસા ઇંદ્રિયવિજય, અકષાય સંયમ સમકિત ગુણ પ્રગટ કરી

આત્મધર્મ તથા આત્મ સ્વરૂપમાં વિચરીશ અને નિત્ય સત્ય પ્રતિપૂર્ણ અક્ષય અવ્યાબાધ અવિનાશી અવિચળ મોક્ષના સુખ પામીશ તે દિવસ મારે પરમ કલ્યાણકારી થશે.

ધર્મ વસ્તુના સ્વભાવને કહે છે. મેં અનંત જ્ઞાનાદિ ચાર ધર્મને મલીન કરીને તેના બદલામાં અલ્પજ્ઞાન, અલ્પ દર્શન વિષય સુખ બાલ વીર્ય રૂપ અધર્મ ધારણ કર્યો છે, આટલા કારણથી ચતુર્ગતિમાં અનંતકાળથી દુઃખ ભોગવી રહ્યો છું. જ્યારે હું શુદ્ધ ગુણરૂપી ધર્મ પ્રગટાવીશ ત્યારે મને અવ્યાબાધ નિરાકૂળ અતીંદ્રિય અનંત આત્મિક સુખની પ્રાપ્તિ થશે.

**દુહો**—જાચે સુરતરૂ દેત સુખ, ચિન્તે ચિંતારત્ન;
બિન જાચે બિન ચિંતવે, ધર્મ સકલ સુખ દેત. ॥૧॥

---

## (૮) દિનચર્યાની ૨૧ ભાવના.

જે વખતે જે કામ કરતા હોઈએ તે વખતે તેને લગતી ઉત્તમ ભાવના અવશ્ય વિચારવી. શ્રી ભરત ચક્રવર્તી મહારાજે આવી ભાવનાથી જ કર્મના બંધન થોડાં કર્યાં હતાં અને વિશેષ બલવાન ભાવના પ્રગટ થતાં અનંતજ્ઞાન થયું હતું.

(૧) સવારે ઉઠી મળમૂત્રની બાધા દૂર કરતાં શરીર બાધા દૂર કરી સુખ અનુભવું છું તેથી અનંતગણું સુખ રાગ દ્વેષ મોહ રૂપી ભાવ બાધા દૂર કરવાથી થશે તે દૂર

કરીશ ત્યારે ધન્ય થશે. અશુચીમય શરીરનો મોહ નાશ થાઓ, સારી વસ્તુને પણ મળ રૂપ બનાવનાર શરીરનો રાગ નાશ થાઓ, એનાથી સત્કર્મ કરી લેવું એજ સફળતા છે.

(૨) દાતણ કરતાં—મુખને સ્વચ્છ કરૂં છું તેમ આત્માને સ્વચ્છ કરીશ ત્યારે ધન્ય થશે, મુખ સ્વચ્છ થતાં જે આનંદ થાય છે તેથી અનંત ઘણો આનંદ આત્માને સ્વચ્છ કરવાથી થશે.

(૩) સ્નાન કરતાં—શરીરનો મેલ દૂર કરૂં છું તેમ ક્રોધ, માન, કપટ, લોભ, વિષય, કષાય ( ક્રોધાદિ ) રૂપી આત્માનો અંતરંગ મેલ દૂર કરીશ ત્યારે ધન્ય થશે.

(૪) લુગડાં પહેરતાં—શરીરની રક્ષા અને શોભા કરૂં છું તેમ આત્માની રક્ષા વ્રત નિયમથી અને શોભા જ્ઞાન ધ્યાનથી કરવી શ્રેયસ્કર છે.

(૫) રસોઈ કરતાં—શરીર પોષણ માટે ભોજન કરૂં છું તેમ આત્માના પોષણ માટે જ્ઞાન રૂપી અમૃત ભોજનના સાધનો મેળવવા શ્રેયસ્કર છે.

(૬) રસોઇમાં જેટલો ઉપયોગ જયણા ( જીવ રક્ષાનું લક્ષ્ય ) અને સ્વહસ્તક કામ તેટલું પાપ ઘટશે માટે શેઠાઇ કરી બીજા પાસે કરાવી પાપ બાંધુ છું તે ધિઃક્કાર છે. નિર્દોષ ગોચરી કરીશ યા જયણાથી બધું કામ પોતાના હાથે કરી પાપ ઘટાડીશ ત્યારે ધન્ય થશે.

(૭) જમતાં—સ્વાદ લઈ ખાઉં છું, અનેક વસ્તુ ખાઉં છું તે માટે ધિક્કાર છે. થોડી વસ્તુમાં સ્વાદ જીતીને જમવું હિતકર છે. ભૂખ વિના જમવું તે વિષ બરાબર અહિત કર્તા છે. બહુ ભૂખ લાગ્યે સાદું, પથ્ય અને જરૂર જેટલું ભોજન કરવું તે આરોગ્યનું મૂળ છે.

અજીર્ણના છ ચિન્હમાંનું એક પણ જણાતાં ભોજન ત્યાગ કરનાર (ઉપવાસ કરનાર) ને કદી દવા લેવી પડતી નથી (૧) અધો વાયુમાં દુર્ગંધ (૨) મળમાં દુર્ગંધ, (૩) ભાંગી (ઢીલી) દસ્ત (૪) ખરાબ ઓડકાર (૫) ભોજનની અરૂચી (૬) શરીર ભારે અથવા પેટ ભારે થવું.

(૮) વાસણ માંજું છું તેમ આત્માના મેલને તપ સંયમથી શુદ્ધ કરીશ ત્યારે ધન્ય થશે.

(૯) કચરો કઠણ સાવરણીથી કાઢું છું તે ધિઃક્કાર છે. બીજા પાસે કઢાવું છું તે ધિઃક્કાર છે. જયણાથી કોમળ રજોહરણથી કચરો કાઢીશ અને આત્મામાં ભરાયેલા ક્રોધ મોહરૂપી મલીન ભાવ કચરો જ્ઞાન, ધ્યાન, તપ સંયમથી દૂર કરીશ ત્યારે ધન્ય થશે.

(૧૦) એક જીવન માટે કમાઉં છું તેમ પર લોકની ખરચી ધર્મરૂપી ધન ભેળું કરીશ ત્યારે ધન્ય થશે.

(૧૧) તીજોરીનું ધન અહીં રહેશે, સુપાત્રે દાન જ્ઞાન ઉન્નતિ અને અહિંસા સાથે ચાલશે માટે ધન સંગ્રહ કરી ખુશી થવા કરતાં સુપાત્રે ખર્ચી ખુશી થવું શ્રેયસ્કર છે.

(૧૨) ડાબલી સમાન શરીરનીજ ચિંતા કરૂં છું અને રત્ન સમાન ચેતનની રક્ષા ભુલી ગયો છું તે ધિઃક્કાર છે.

(૧૩) ડાબલી સમાન શરીર દુઃખી રોગી થતાં ઉપાય લઉં છું પણ રત્ન સમાન ચેતનનો અજ્ઞાન ક્રોધ લોભ મોહ વિષય રૂપી ચોર નાશ કરે છે છતાં ખુશી થાઉં છું તે માટે ધિક્કાર છે.

(૧૪) પાંચ ઇંદ્રિયરૂપી ચોર ચેતનનું જ્ઞાન ચારિત્ર રૂપી ધન લૂંટી કામ ભોગ રૂપી અગ્નિ સળગાવી આત્મ ધન અને આત્મ સુખનો નાશ કરે છે તેમાં હર્ષથી મદદ કરૂં છું તે માટે અનંતવાર ધિક્કાર છે.

(૧૫) ચેતનને ભૂલી શરીર પરિવાર કીર્તિ અને વૈભવ-માં પોતાપણું માનુ છું તે અજ્ઞાન અને મિથ્યાત્વ નાશ થાઓ અને સત્ય જ્ઞાન તથા સચ્ચારિત્ર પ્રગટ થાઓ.

(૧૬) શરીર સેવામાં સર્વ આયુષ્ય, ધન અને શક્તિનો વ્યય કરૂં છું પણ આત્મહિત કે જે શરીર કરતાં અનંત ગણું જરૂરી છે તે ખાતર પ્રમાદી છું તે માટે ધિઃક્કાર છે.

(૧૭) નીચે લખેલા મુદ્રાલેખો મોટા અક્ષરે લખી ઘરમાં ટાંગી રાખવા અને વારંવાર વાંચવા.

અહિંસા, સત્ય, પ્રમાણીકતા, બ્રહ્મચર્ય, સંતોષ વિષય સંયમ. ક્ષમા, મૌન, ધૈર્ય, પુરૂષાર્થ.

નિંદા તજો, ગુણ જુઓ, ભુલ ન છુપાવો, બુરા વિચાર તેજ નરક, શુભ વિચાર તેજ સ્વર્ગ, વિચાર પરમ

જ્ઞાન, સત્સંગ પરમ લાભ, સંતોષ પરમ ધન, સમભાવ પરમ સુખ, ક્રોધ સમાન ઝેર નહિ, ક્ષમા સમાન અમૃત નહિ, ગર્વ સમાન વૈરી નહિ, વિનય સમાન મિત્ર નહિ, કુશીલ સમાન ભય નહિ, શીલ સમાન નિર્ભય નહિ, લોભ સમાન દુઃખ નહિ, સંતોષ સમાન સુખ નહિ.

(૧૮) દિવસના ચાર ભાગ પાડું–

છ કલાક નિંદ્રા, છ કલાક કમાવાની યા ઘરની પ્રવૃત્તિ, છ કલાક શરીર રક્ષા ને બીજા કામ, છ કલાક આત્મહિતના કામ–સત્સંગ, ધાર્મીક વાંચન, મનન, ધ્યાન મૌન, સમાધિ, વિગેરે.

(૧૯) હંમેશાં જરૂરીઆતો ઘટાડું સંયમ, ત્યાગ અને જ્ઞાન વધારૂં એવી શક્તિ પ્રાપ્ત થાઓ.

(૨૦) દાન, પુણ્ય અને સુકૃતનું કામ, પરોપકાર નથી પણ મારી આત્મા ઉપરજ ઉપકાર છે, બીજાનું ભલું નથી મારી પોતાની આત્માનુંજ ભલું તેથી થશે અને પરલોકમાં તેજ મારી સાથે ચાલશે. આજ સુધી ખોટા મોહ અને અજ્ઞાનને લઈ શરીર, ભોગ, અને પરિવાર માટે બુદ્ધિ, શક્તિ અને ધનનો વ્યય કર્યો છે હવે તેમાં બહુ કરકસર કરી બધી શક્તિ, બુદ્ધિ અને ધન સત્કાર્યમાં વાપરીશ.

(૨૧) રાત્રે સુવા પહેલાં દિવસમાં કરેલ બધા કામ યાદ કરી દોષો માટે અંતઃકરણથી પશ્ચાતાપ કરી તે દૂર થવા સંકલ્પ કરવો અને પવિત્ર કામો વધુ પ્રમાણમાં થાય

તેવી ભાવના કરવી. એક નોંધ પોથી રાખી તેમાં પોતાના ગુણ ને દોષ નોંધવા ને દોષ ઘટાડવા ખાસ ચિંતા રાખવી જેથી જીવનમાં બહુ સુધારો થશે. આ ભાવ પ્રતિક્રમણ (પાપનો ત્યાગ) છે તે કરવાથી આત્મા શુદ્ધ થાય છે.

પશુ પક્ષી કરતાં સારા થવું હોય તો આ જ ફેર છે, તે મુંગા પ્રાણી ઉન્નતિ માર્ગમાં મંદ બુદ્ધિવાળાં છે અને હું મનુષ્ય તીવ્ર બુદ્ધિ ધારી છું તેથી વધારે ખરાબ ને વધારે સારા બન્ને થવાય છે. હું વધારે સારા થવાજ પ્રયત્ન કરીશ.

## ૯. સાચા વિદ્યાર્થિ બનવાની ચૌદ ભાવના.

[ દરેક **વિદ્યાર્થિએ** હંમેશાં સવારે પ્રભુસ્તુતિ કર્યા બાદ અવશ્ય ચિંત્વન કરવાની અને મનુષ્ય માત્ર સર્વજ્ઞ ન થાય ત્યાં સુધી **વિદ્યાર્થીજ** છે; માટે દરેક મનુષ્યે આ ભાવના ચોક્કસ ચિંત્વન કરવા યોગ્ય છે. ]

૧ પૈસા કમાવા તથા કીર્તિ વિગેરે બાહ્ય લાભની ખાતરજ હું ભણતો નથી, પરંતુ શરીર, મન અને આત્માની ઉન્નતિ કરી, સ્વપરનું કલ્યાણ કરવા શક્તિમાન બનવા ભણુંછું.

૨ કોઈ પણ બુરી આદત, દુર્વ્યસન, ચા, કોફી, હોટેલની ચીજો અને બજારની મિઠાઈ તમાકુ, બીડી, મસાલાદાર ખોરાક, નાટક સિનેમા અને નોવેલરૂપી ભયંકર શત્રુઓથી હું હંમેશ બચીશ.

૩ હું વિદ્યાર્થી છું એટલે મ્હારે ભણવાનું. ભણવું એટલે ભણીને કેળવણી લેવી. હવે કેળવણી એટલે શું? જે બુદ્ધિનો વિકાસ કરે, ગમે તેવા સંજોગોમાં પણ સદ્‌બુદ્ધિ ઉત્પન્ન કરી સાચો રસ્તો સૂઝાડે, હિત અને અહિત બન્ને ઓળખતાં શિખવે, અને તેમાંથી અહિત તજી હિતજ ગ્રહણ કરવાની મતિ પેદા કરે, અને વળી જે નિર્દોષ આનન્દ અને સાચું સુખ આપે–તેનું નામજ **કેળવણી.** કેળવણી ત્રણ પ્રકારની છે, તેમાં:—

(૧) **હું શારીરિક કેળવણી લઇશ**—એટલે શરીરને યોગ્ય કસરત વિગેરેથી નિયમિત રીતે કસીશ, અને મ્હારૂં પોતાનું દરેક કામ મ્હારી જાતેજ મન દઇને કરતાં શીખીશ. શરીરનો વિકાસ કરી સદુપયોગ કરીશ.

(૨) **માનસિક કેળવણી લઇશ**—એટલે દરેક બાબતમાં મ્હને હિતકારક શું છે, અને અહિત શું છે તે જાણતાં શીખીશ, અને જે હિત છે તેમાં મનને દૃઢ રાખતાં શિખીશ. માનસિક કેળવણી મેળવવા માટે હું સારૂં વાંચન કરીશ, તેનું મનન કરીશ, અને સત્સંગ કરીશ.

સ્કૂલ અને કોલેજનું શિક્ષણ માનસિક કેળવણી મેળવવાનું સાધન છે. ડિગ્રીઓ મેળવી પોતાનું, જાતિબંધુઓનું, સર્વ સમાજનું અને દેશનું હિત ન વિચારવું તે તો માત્ર અક્ષર પંડિતાઇજ છે તે કેળવણી નથી. આ વાત હું **ખાસ** ધ્યાનમાં રાખીશ.

(૩) **આત્મિક કેળવણી લઈશ**—એટલે આત્માને અજર, અમર, અને જ્ઞાન વિગેરે અનંત ગુણોના ભંડારરૂપ માનું છું, અને અહીંસા, સત્ય, પ્રમાણિકતા, બ્રહ્મચર્ય, સંતોષ, ક્ષમા, દયા, વિનય, સેવાભાવ, અને સંયમ વિગેરે ગુણો મેળવવા હંમેશાં પ્રયત્ન કરીશ.

આવી કેળવણી લઉં તોજ હું ભણ્યો કહેવાઉં, અને આજ કેળવણી મને સાચું સુખ આપશે.

૪ આવી કેળવણી લઈને બાળવયથીજ નિર્ભય, સાદો, પુરૂષાર્થી, ધર્મશ્રદ્ધાવંત, દયાળુ, સેવાભાવી, સત્યવાદી, બ્રહ્મચારી, સંતોષી, ઉદાર, અને વિષય સંયમી થાઉં એવી મ્હારી પ્રાર્થના છે.

૫ માતા, પિતા, ગુરૂ, અન્ય વડીલો, અને દરેક ગુણી પુરૂષો તરફ હંમેશાં માનની દૃષ્ટિથી જોઈશ, અને તેમની સુશિક્ષાઓ પ્રમાણે સદા વર્તીશ.

૬ આવી રીતે શરીર, બુદ્ધિ, અને આત્માનો વિકાસ કરી; મનુષ્ય જન્મને દેવોથી પણ પૂજનીય બનાવવા હું હંમેશ પ્રયત્ન કરીશ–અને તેવી સુશિક્ષા મને ખાસ પ્રાપ્ત થાઓ.

૭ આ સર્વનો પાયો શુદ્ધ બ્રહ્મચર્ય છે.માટે તે પાળવા હું સ્વાદ ઉપર સંયમ રાખીશ, મ્હારી નજર શુદ્ધ અને નીચી રાખીશ, આંખોને કાબુમાં રાખીશ અને વિકાર થાય તેવા બધા સંયોગોથી દૂર રહીશ.

૮ હસ્ત કર્મ, સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ, અને બાળ લગ્ન એ ત્રણે શરીર, બુદ્ધિ બલ, આયુષ્ય, પુણ્ય, સુખ, અને ધર્મનો નાશ કરી, રોગ, શોક, અને જીવતાં નરક ઉત્પન્ન કરે છે. માટે એથી સદા હું બચીશ, તેવો દૃઢ નિશ્ચય કરૂં છું.

૯ બ્રહ્મચારી વિદ્યાર્થી જીવન એજ જીવનનો સુખ-મય કાળ છે. આ જીવન જેટલું પવિત્ર અને લાંબુ રહેશે તેટલું સુખ અને દીર્ઘાયુ પ્રાપ્ત થશે અને મોક્ષ નજીક થશે. માટે એ જીવન હું વધારે લંબાવીશ.

૧૦ પુરૂષને ૨૫ વર્ષ, અને સ્ત્રીને ૧૬ વર્ષ પહેલાં મુખ્ય ધાતુઓ કાચી હોય છે, તેથી તે ઉંમર પહેલાંનું લગ્ન બહુજ નુકસાનકારક છે. એ પહેલાં લગ્ન થાય તો અનેક રોગ અને મંદબુદ્ધિ પેદા થાય છે, અને વૃદ્ધાવસ્થા જલ્દી આવી, આયુષ્ય પણ ટુંકું થાય છે. તેને પરિણામે સંતાન પણ તેવાંજ થાય છે; જેથી બેવડું દુ:ખ ભોગવવું પડે છે. એક પોતાનું અને બીજું સંતાનનું. અને વળી વંશપરંપરા દેશ, જાતિ, તથા સમાજને દુખી કરવાનું ઘોર પાપ લાગે છે. માટે આ બધા દોષોથી બચવા સતત પ્રયાસ કરીશ.

૧૧ પુરૂષની ધાતુ ૨૫ વર્ષે પાકી થાય છે, અને સ્ત્રીની ૧૬ વર્ષે. હવે આ ધાતુઓ શરીરમાં પૂર્ણ થવાનો સમય પુરૂષ માટે ૪૦ વર્ષ અને સ્ત્રી માટે ૨૫ વર્ષનો છે. જે વ્યક્તિ ત્યાં સુધી શુદ્ધ બ્રહ્મચર્ય પાળે છે તે મનુષ્ય દેવ

સ્વરૂપ બને છે–અને વળી તેમનાં સંતાન મહાન્ વીર રત્ન થાય છે. માટે આ કાળ સુધી હું બ્રહ્મચારી રહું તેવી બુદ્ધિ પ્રકટ થાઓ.

૧૨ અખંડ બ્રહ્મચર્ય એટલે જીવનપર્યંત બ્રહ્મચર્યનું પાલન તે શરીરધારી આત્માને પણ પરમાત્મ સ્વરૂપ બનાવી શકે છે. બધી ઇંદ્રિયોની ઇચ્છાઓ રોકી, આત્મધ્યાનમાં સ્થિર થાઉં, તેવું પ્રતિપૂર્ણ બ્રહ્મચર્ય પ્રગટ કરી, પરમાત્મ પદ પ્રાપ્ત કરીશ ત્યારે ધન્ય થઇશ.

૧૩ વિનયથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે અને વિદ્યાની સફળતા સચ્ચારિત્રથી થાય છે. વિનયના ત્રણ પ્રકાર છે.

(૧) મનથી–વિદ્યા, વિદ્યાગુરૂ–અને વિદ્વાનો પ્રતિ પૂજ્યભાવ અને બહુ માન રાખીશ.

(૨) વચનથી–વિદ્યા, વિદ્યાગુરૂ અને વિદ્વાનોના ગુણ ગાઇશ સ્તુતિ કરીશ.

(૩) કાયાથી વિદ્યા ગુરૂ અને વિદ્વાનોને નમસ્કાર કરીશ અને હંમેશાં તેઓની સેવા ભક્તિ કરીશ.

ઝેર છે તેવું જાણવા છતાં જે ઝેર પીએ છે તે મરણ પામે છે તેવી રીતે વિદ્યા શીખી દોષો છોડી સદાચારી નથી બનતા તે દુઃખી થાય છે માટે વિદ્યા શીખી સચ્ચારિત્રવાન બનીશ.

૧૪ વિકાર દુર કરવાનું જ્ઞાન તે વિદ્યા.

શરીરના, મનના અને આત્માના મળને, દોષોને, વિકારને શોધી નિર્દોષ નિરોગી બનાવે તે વિદ્વાન.

પુરી ભૂખ લાગે ત્યારે સાદો આહાર અને બ્રહ્મચર્ય શરીરના વિકાર ( રોગો ) દૂર કરે છે.

સારી ભાવના, સારૂં વાંચન, મનન અને સત્સંગ તથા વિષયવાસના ઉપર સંયમ મનના દોષો દુર કરે છે અને તત્વજ્ઞાન–આત્મસ્વરૂપનું જ્ઞાન–આત્માના દોષોથી બચવા માર્ગ દેખાડે છે અને સચ્ચારિત્ર આત્માને શુધ્ધ કરે છે. આવી સદ્‌વિદ્યા હું પ્રાપ્ત કરીશ.



## (૧૦) પરણેલ પુરૂષ તથા સ્ત્રી માટે ભાવના.



(૧) યુવાની તોફાની સમુદ્ર જેવી છે તેમાં પૂર્ણ સંયમ રાખી જીવન જહાજ પવિત્રપણે પાર પહોંચે તેવો સંયમ પ્રાપ્ત થાઓ.

(૨) પતિ પત્નિનો સંબંધ ભોગ માટે નહિં પણ નીતિ અને ધર્મના પ્રત્યેક કામમાં સહાયકમિત્ર તરિકે સમજીશ.

(૩) એક મણ અનાજ ખવાય તેનું એક શેર લોહી થાય છે. અને એક શેર લોહીનું સવા તોલો વીર્ય થાય છે. આ વીર્ય શરીરનું ચૈતન્ય છે, બલ છે, અને સુખ, દીર્ઘાયુ, બુદ્ધિ અને ધર્મ માટે અમૃત સમાન છે, તેની સદા રક્ષા કરૂં તેવી સદ્‌બુદ્ધિ રહો.

(૪) જે તત્ત્વ (વીર્ય) મગજ આંખ કાન વિગેરે ઇંદ્રિયો અને શરીરના અંગોપાંગને પોષણ કરવા માટે બહુ જરૂરી છે તે વિષય સેવન કરી નાશ કરવાની આત્મઘાતક પ્રવૃત્તિ ઉપર સંયમ રહો.

(૫) સંતાન ઉત્પતિના કાળ સિવાયનું મૈથુન, જીવન અને સુખનો નાશ કરનાર છે, તેને, નીતિશાસ્ત્રવાળા વ્યભિચાર કહે છે, એથી સદા બચું એવો સંયમ પ્રગટ થાઓ.

(૬) ગર્ભકાળ અને બાળક ત્રણ વર્ષનું થાય ત્યાં સુધી અખંડ બ્રહ્મચર્ય પાળી પોતાની અને સંતાનની જીંદગીની અને ચારિત્રની રક્ષા કરૂં તેવી બુદ્ધિ રહો (આ પ્રમાણે ન વર્તવાથી સંતાન વિષયી અને રોગી તથા અલ્પ આયુવાળાં થાય છે.)

(૭) એકવાર વિષય સેવનથી દશ દિવસનું આયુષ્ય ઘટે છે, એક વર્ષના વિષયથી દશ વર્ષનું આયુષ્ય ઘટે છે, ને જો કદાચ વધારે જીવે તો દુઃખમય જીવન ગાળવું પડે છે માટે અખંડ બ્રહ્મચર્ય પાળવા શક્તિ મળો.

(૮) નોવેલ ડીટેકટીવના પુસ્તકો, નાટક, સિનેમા, વેશ્યા-નૃત્ય, મસાલાદાર ખોરાક, ફેશન, ચાય અને વિલાસી જીવનથી બચવું તે વીર્ય રાજાની રક્ષા છે. સદા "વીર્ય" ની રક્ષા રહો.

(૯) જેટલો જુવાનીમાં સંયમ તેટલું દીર્ઘાયુ સુખ અને વૃદ્ધાવસ્થામાં અલ્પ દુઃખો થશે.

(૧૦) દંપતિમાં જુદી પથારી, વિષયી ચેષ્ટા નહિં અને નૈતિક ધાર્મિક વાર્તાલાપ પ્રાપ્ત થાઓ.

(૧૧) પરસ્ત્રી ( પરપુરૂષ ) ની ઇચ્છા નરકદ્વાર છે. શરીર, ધન, બુદ્ધિ, યશ, ધર્મ અને સુગતિનો નાશ કરનાર છે એથી સદા બચીશ એવી દ્રઢ પ્રતીજ્ઞા કરૂં છું.

(૧૨) રાવણ રાજા જેવા ત્રણ ખંડના સ્વામી પણ પરસ્ત્રીની ઇચ્છા માત્રથી રાજ્યનો નાશ, વૈભવનો નાશ, કુળનો નાશ, પોતાના શરીરનો નાશ અને નરક ગતિ પામેલ છે તથા આજ સુધી તે પાપ માટે અપયશ બોલાય છે તો બીજા સાધારણ મનુષ્યની કેવી બુરી દશા થાય એવું જાણી હું સદા માટે પાપબુદ્ધિ છોડું છું અને પવિત્ર રહેવા પ્રતિજ્ઞા લઉં છું તે શરીર ત્યાગે પણ પાળીશ.

(૧૩) જેવી રીતે અગ્નિ ઘી, તેલ, અને લાકડાંથી બુઝાતી નથી પણ જોસથી વધે છે; તેમ વિષયેચ્છા–ભોગોથી શાંત ન થતાં બહુ વધે છે માટે ભોગ ઉપર પૂર્ણ કાબૂ રાખવા દ્રઢ સંકલ્પ કરૂં છું.

(૧૪) સળગે તેવા પદાર્થો દૂર કરી બહુ પ્રમાણમાં પાણી નાખતાં અગ્નિ ઠરી જાય છે તેવી રીતે વિષયના સાધનો દૂર કરી વૈરાગ્યપૂર્ણ વિષયનું વાંચન, શ્રવણ, અને મનન કરવાથી કામાગ્નિ ઠરી જઇ પરમ શાંતિ, સાચું સુખ અનુભવાય છે તે પ્રગટ થાઓ.

(૧૫) પુરૂષને પચીશ વર્ષ અને સ્ત્રી જાતિને સોળ વર્ષની વય પહેલાં મુખ્ય ધાતુઓ કાચી હોય છે એથી કરી તેની પહેલાંનો સંયોગ બહુ નુકશાન કરે છે અને તેના કુળમાં અનેક રોગ, શિઘ્ર વૃદ્ધાવસ્થા, મંદ બુદ્ધિ, અને અલ્પાયુ પેદા થાય છે અને સંતાન પણ તેવાંજ થાય છે જેથી બેવડું દુઃખ ભોગવવું પડે છે. એક પોતાનું અને બીજું સંતાનનું અને વંશપરંપરા દેશ, જાતિ, તથા સમાજને દુઃખી કરવાનું ઘોર પાપ લાગે છે માટે આ બધા દોષોથી બચવા સતત પ્રયાસ કરીશ.

(૧૬) પુરૂષને પચીશ વર્ષે અને સ્ત્રીને સોળ વર્ષે મુખ્ય ધાતુઓ પાકી થાય છે તેને શરીરમાં પૂર્ણ થવાનો સમય પુરૂષ માટે ૪૦ વર્ષ અને સ્ત્રી માટે ૨૫ વર્ષનો છે જે ત્યાં સુધી શુદ્ધ બ્રહ્મચર્ય પાળે છે તે મનુષ્ય દેવસ્વરૂપ બને છે અને તેમની સંતાન મહાન વીરરત્ન થાય છે આ કાળ સુધી હું બ્રહ્મચારી રહું તેવી બુદ્ધિ પ્રગટ થાઓ.

(૧૬) જેમ ઇંડાને હલાવવાથી તેમાં રહેલ જીવ મરણ પામે છે તેવી રીતે કાચી ઉમરમાં વિષય સેવનથી શરીર અને સુખનો નાશ થાય છે માટે મારા પોતાના હિત ખાતર હું બ્રહ્મચર્ય પાળવા દ્રઢ સંકલ્પ કરૂં છું.

(૧૮) જુવાનીમાં બચાવેલ પૈસો અને વીર્ય વૃદ્ધાવસ્થામાં પરમ સુખનું કારણ થશે માટે બન્નેના રક્ષણમાં સાવધાની રહો.

(૧૯) બ્રહ્મચર્યથી શરીર, બુદ્ધિ, અને આત્માની ઉન્નતિ થશે માટે શુદ્ધ બ્રહ્મચર્ય પાલન થાઓ.

(૨૦) વિષય સેવનથી શરીર, બુદ્ધિ અને આત્માનો નાશ થશે માટે વિષયવાસના નાશ થાઓ.

(૨૧) દુઃખનું મૂળ ભોગેચ્છા શાંન્ત થાઓ.

(૨૨) સુખનું મૂળ વિષય સંયમ સદા રહો.

---

## (૧૧) પરણવા ઇચ્છનાર અન પરણેલને સુશિક્ષા.

---

પરણવું એટલે સર્જનહાર થવાનું જોખમી કામ માથે લેવાનું છે. ઘડો બનાવવામાં સારી માટી અને આવડત જોઇએ તો મનુષ્ય બનાવવામાં કેટલી સુયોગ્યતા જોઇએ ? જે વિષય ભોગ ખાતર સંયોગ કરી પ્રજા પેદા કરે છે તેની પ્રજા વિષયી ને નમાલી થાય છે. આજે મહા વીરો અને નરરત્નો થોડા થવાનું આજ કારણ છે. જે સ્ત્રી પુરૂષે પૂર્ણ ઉમર સુધી શુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યું છે અને પછી પણ સંતાન રક્ષાની ફરજો સમજતા હોય તેની સંતાન સારી થાય છે.

ચીકણાસ વિનાની માટી કે રેતીનો ઘડો તુરત ફૂટી જાય છે તેમ કાચા વીર્ય અથવા નબળા વીર્ય–રજની પ્રજા તરત મરી જાય છે. આજે આવું ઘણે અંશે બને છે અને એથીજ બાળ મરણ બહુ થાય છે, અથવા કેટલેક સ્થળે કસુવાવડ પણ થાય છે.

વૈદ્યો અને ડાકટરો કહે છે કે—આજની હિંદની પ્રજામાં સેંકડે નેવું ટકા પુરૂષને ધાતુ ક્ષય ( પેશાબ વિગેરેમાં ધોળો પદાર્થ જવો ) અને સ્રીને પ્રદરનો ( સફેદ પાણી જવાનો ) રોગ છે તેનું કારણ વિષયી મા બાપ, તેઓનું ક્ષીણ વીર્ય, તેવો વિકારી ખોરાક અથવા ગુપ્ત કુટેવો છે. આ બધા દોષથી રક્ષણ કરવું તે મા બાપની ફરજ છે. આ ફરજ ન બજાવે તે જન્મદાતા માતા પિતા નથી પણ પોતાના અજ્ઞાન અને વિષય લોલુપતાથી પ્રજાનો સંહાર કરનાર બને છે. જે કામમાં જેટલું માને છે તેમાં ભુલ કરનાર તેટલોજ વધારે અપરાધી બને છે.

ક્ષીણ વીર્ય, દુર્બળ રોગી, અલ્પ આયુષી બીકણ કાયર, પુરૂષાર્થહીન, વિષયી અને ઘણે સ્થળે ગુપ્ત કુટેવવાળી પ્રજા થવાનું કારણ—

(૧) પિતાનું વીર્ય અને માતાનું રજ શુદ્ધ અને પુષ્ટ નથી હોતું કારણ પિતા પચ્ચીશ વર્ષ અને માતા સોળ વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્ય પાળતા નથી.

(૨) ગર્ભ રહેવાના સમયે દંપતીની ભાવના—વિદ્વાન સદાચારી મહાવીર, સંતાન થવાની નથી હોતી પણ કેવળ વિષયવાસના હોય છે, તેથી પ્રજા વિષયી બને છે.

(૩) ગર્ભકાળમાં અખંડ બ્રહ્મચર્ય ન રાખવાથી સંતાન વિષયી થાય છે કારણ માતાની ને ગર્ભની નાડી એક હોઇ ગર્ભ પણ અપ્રગટ વિષય સેવે છે. માતા હસે તો ગર્ભ

હસે, માતા રૂએ તો ગર્ભ રૂએ, માતા દુઃખી તો ગર્ભ દુઃખી, માતા સુખી તો ગર્ભ સુખી, આ ધર્મ શાસ્ત્રોમાં લખ્યું છે જે અપ્રગટ (ગુપ્ત) અવશ્ય થાય છે.

(૪) બાળક ત્રણ વર્ષનું થવા પહેલાં વિષય સેવનથી દુધમાં વિષયી તત્ત્વો મળવાથી અને બીજું સંતાન તરત થવાથી હાનિ થાય છે.

(૫) બાળક સુવે ત્યાં વિષય સેવનથી તેઓ કુટેવ શીખે છે.

(૬) ખરાબ સોબત, ભેગા સુવું, તથા એકાંત રમતથી પણ કુટેવ કોઈને પડે છે જેમ ઇંડાને હલાવવાથી તેમાંનો જીવ નીકળ્યા વિનાજ મરી જાય છે તેમ બાળકોને કુટેવ વખતે વીર્ય નીકળતું નથી પણ પેશાબ દ્વારા જવું શરૂ થાય છે ને તેજ ધાતુ ક્ષયનો રોગ છે (છોકરા અને કન્યાઓએ આ કુટેવ તેમની બુદ્ધિ, બળ, સુખ, આયુષ્ય, પુણ્ય અને ધર્મ નાશ કરે છે એમ જાણી તેવી કુટેવના જીવન પર્યંત ત્યાગ કરવા ખાસ ભલામણ છે)

(૭) ખરાબ વિષયી નોવેલોનું વાંચન, મસાલા ને ખટાઇનો ખોરાક, લગ્ન ને ભોગી જોડાં જોવા તથા તેવુંજ વાતાવરણ ગંદી હવામાં રહેવું પ્રજાને વિષયી અને રોગી બનાવે છે.

(૮) આ બધા દોષો છોડી જે વર્તે છે અને પોતાના બાળકોને અનેક કષ્ટો સહન કરીને પણ લક્ષ્મીનો વારસો

આપવાની જીજ્ઞાસા રાખે છે તેમ આરોગ્ય અને સદાચારનો સાચો વારસો જે આપે છે તેજ માબાપ ખરા તીર્થ સ્વરૂપ છે.

(૯) ઉપરના બધા નિયમો પાળી બાળકને રમકડાં ને રમત પણ નૈતિક અને ધાર્મીક સંસ્કાર પડે તેવાં આપે અને સાદાં કપડાં, સાદો સાત્વીક ખોરાક ને સારી સોબતમાં રાખી સાત વર્ષની ઉમરે ગુરૂકૂળોમાં જંગલમાં પચ્ચીશ વર્ષ સુધી સુશિક્ષા આપે તેની સંતાન મહા વીર, ધીર અને મનુષ્ય રત્ન થાય છે.

(૧૦) પશુ પક્ષી સંતાનકાળ સિવાય પ્રાય: મૈથુન કરતા નથી જેથી નિરોગી અને પુષ્ટ છે. મનુષ્ય જો પશુ પક્ષીના જેટલી નીતિ પણ ન પાળે તો તનાથી પણ હલકો કહેવાય છે, એટલે સંતાન કાળ શિવાય દંપતિએ બ્રહ્મચર્ય પાળવું

(૧૧) દરેક સદ્‌ગુણ સુખ આપે છે પણ પહેલાં જુની ટેવ છોડતાં કષ્ટ દેખાય છે પણ અંતે પરમ સુખ થાય છે માટે ઉપરના બધા સદ્‌ગુણો પ્રાપ્ત કરવા પરમ હિતકારી અને સરળ છે એવું જાણી અંગીકાર કરવા જોઇએ.

---

## ૧૨. ગૃહસ્થાશ્રમમાં રહેલની ભાવના.

૧ શુદ્ધ બ્રહ્મચર્યવ્રત ધારણ કરવા અશક્ત આત્માઓને પરસ્પર ધર્મ, નીતિ અને વ્યવહારમાં મદદ આપનાર જાથુ મિત્રની જરૂર રહે છે, અને તે મિત્ર પતિને પત્નિ છે અને પત્નિને પતિ છે એટલે આ સબંધ કેવળ ભોગને

માટે નથી પરંતુ ભોગ ઉપર સંયમ રાખવા માટે વૈભવમાં સારી શિખામણ આપી સારે માર્ગે દોરવા માટે અને વિપત્તિમાં ધૈર્ય આપી આત્મભોગે પણ પરસ્પર સેવા કરવા માટે થાય છે. આ ખાસ ધ્યાનમાં રાખી હું પવિત્ર ગૃહસ્થાશ્રમી થઈશ.

૨ સંતાનને નાનપણથીજ નિર્ભય, સત્યવાદી અને ક્ષમાશીલ બનાવીશ.

(૧) હાઉ આવ્યું, બાવા લઇ જશે વિગેરે શબ્દો બોલવાથી બાળક બીકણ થાય છે.

(૨) કંઈ લાગે કે સામું મારતા (હત કરો) શીખવવાથી બાળક મારતાં શીખે છે.

(૩) માથા ઉપર મારતાં મગજશક્તિ ઘટે છે અને તમાચો વાગવાથી "**એડીશન**" જેવા જીંદગીભર બહેરા બન્યા છે. બાળકને કદી પણ મારવું નહિં.

(૪) મારા રોયા, મારા પીટ્યા વિગેરે શબ્દો બોલવાથી બાળક ગાળો આપતાં શીખે છે.

(૫) બાળકને વધારે પડતી ધાકમાં રાખવાથી તેની દરેક શક્તિઓ ખીલતી અટકે છે અને તે બચવા માટે જુઠું અને કપટ (ઉઠાં ભણાવતાં) શીખે છે.

(૬) સચ્ચારિત્ર વિનાના નોકરો પાસે બાળક ઉછેરવાથી તેઓ બચ્ચાંને છાનું રાખવા ગુપ્ત ભાગ પંપાળી બાળ-

કને ભયંકર હાનિ કરે છે અથવા બીજી કુટેવો પાડે છે, માટે હંમેશાં સારી સોબતમાં રાખવાં.

(૭) બાળાગોળી, બાલામૃત અને એવી કોઇપણ બાળ ઔષધોની ટેવ ન પાડવી કારણ શરીરની પ્રકૃતિ દવાને વશ થાય છે, ઝાઝું અને સારૂં સારૂં ખવરાવવું તે રોગ ખવરાવવા બરાબર છે. ખોટાં લાડ કરવાં તે તના શત્રુ બનવા બરાબર છે; વિગેરે સંતાન ઉછેરવાનાં અને સુધારવાનાં પુસ્તકો વાંચી જ્ઞાન તથા અનુભવ મેળવી ગૃહસ્થધર્મ પ્રમાણિકપણે બજાવીશ. ( પૂર્ણ જ્ઞાન કરનારજ પ્રમાણિક બની શકે છે. )

૩ પરિવાર અને સંતાનની સેવા કરી તેમને ધર્મમાં જોડવાનું મારૂં કર્તવ્ય યાદ રહો.

૪ ક્ષમાથીજ બધાં કામો સિદ્ધ થાય છે. ક્રોધથી સુધરેલ કામ બગડી જાય છે, જ્ઞાન તથા બુદ્ધિ નાશ થાય છે અને સુખના સંયોગ પણ દુ:ખ રૂપ બને છે માટે સદા ક્રોધને છોડીશ.

૫ હું હંમેશાં કુટુંબકલેશ, સહનશીલતાથી દૂર કરી સંપ અને સુલેહ વર્તાવીશ.

૬ પતિને ભોગનો આનંદ આપવાનું કર્તવ્ય સમજનારી સ્ત્રી રાક્ષસીસમાન છે, અને પતિ અને પોતાના સૌભાગ્ય તથા સુખનો નાશ કરનાર છે તેવીજ રીતે જે પુરૂષ પોતાની સ્ત્રીને વિષયનું સાધન માને છે તે રાક્ષસ સમાન છે. તે પોતાનો, પત્નિનો અને સંતાનનો સંહાર કરે છે. આ પાપથી હું બચીશ.

૭ શરીરની શોભા બીજાને બતાવવી તે પાપ છે.

૮ જીવનપર્યંત સદાચારી રહીશ અને હંમેશાં નીચી દૃષ્ટિએ વિકાર રહિત ચાલીશ.

૯ ઘરના દરેક માણસને સારૂં શિક્ષણ આપી નીતિવાન અને ધર્મશીલ બનાવવા એ મારી મોટામાં મોટી ફરજ હંમેશાં બજાવું તેવી સદ્બુદ્ધિ રહો.

૧૦ પરિવાર, સંતાન અને સેવકને સુશિક્ષા તથા સદાચારનો વારસો અને બક્ષીસ આપીશ, અને એજ તેઓને સુખી કરશે.

૧૧ ધર્મ માટે અમુક વખત અને ધન હંમેશાં આપીશ તેજ મારૂં છે બાકીનું બીજાનું છે.

૧૨ ગૃહસ્થાશ્રમનો મુખ્ય ધર્મ, અતિથી, સત્કાર અને અન્નદાન, ઔષધ દાન, વસ્ત્ર દાન, અને વિદ્યા દાન છે. હું ચારે પ્રકારના દાન ઉચિતપણે કરીશ અને વિદ્યાદાન સર્વોત્તમ ગણી તેમાં વધારે ધ્યાન આપીશ.

૧૩ જેમ કમળ કાદવમાં રહેવા છતાં પોતે કાદવથી જુદું રહે છે વળી કાદવમાંથી સુગંધી તત્ત્વો ખેંચી પોતે સુગંધી બને છે તેમ હું સંસારમાં રહેવા છતાં હિંસા અસત્ય, વિષય, ક્રોધ મોહથી બચીશ અને દાન ધર્માદિ સારા તત્ત્વોનો લાભ લઇશ.

૧૪ જીંદગીના ચાર ભાગ કરી એક ભાગ વિદ્યા શીખવા બ્રહ્મચર્યાશ્રમમાં, એક ભાગ ગૃહસ્થાશ્રમમાં, એક

ભાગ બ્રહ્મચર્ય સહિત ત્યાગીના ગુણોનો અભ્યાસ કરવામાં અથવા સાધુ જીવનમાં અભ્યાસ અને અનુભવ જ્ઞાન મેળવવામાં અને એક ભાગ બધી પ્રવૃત્તિ છોડી ઉત્કૃષ્ટ આત્મધ્યાનમાં વીચરવાનું કર્તવ્ય સદા યાદ રાખીશ.



## (૧૩) વિધવા અને વિધુર માટે ભાવના.



(૧) હું સુખી છું. પતિ, પત્નિનો સંયોગ આજ ભોગમય છે તેથી બચવું તે ધર્મ છે.

(૨) પરમાત્મા બનવાના મુખ્ય ગુણ બ્રહ્મચર્યને હું પામેલ છું એ ત્રણેલોકના સુખથી વધારે છે જેથી કરી આ જીવનને દુઃખમય નહિ માનતા સુખમય માનું છું.

(૩) એકાંતમાં સ્ત્રી પુરૂષનો સમાગમ પૌષ્ટિક અથવા મસાલાવાળો ખોરાક, શરીર શણગાર, વિલાસી પ્રસંગો, નાટક, તથા સિનેમા જોવાં, નોવેલોનું વાંચન અને વિષય વધે તેવા બધા પ્રસંગો હું હંમેશાં છોડીશ.

(૪) ધાર્મીક વૈરાગ્યપૂર્ણ પુસ્તકોનું વાંચન, સેવા ભાવ, સત્સંગ, ત્યાગ અને સંયમ એજ મોક્ષના કારણોનું મને સદા અવલંબન રહો.

(૫) ચિંતા, શોક, ભય, વિષયેચ્છા, સદા માટે નાશ પામો.

(૬) ધૈર્ય, સત્ય, બ્રહ્મચર્યયુકત સાદું, અને સંયમી જીવન સદા રાખીશ.

(૭) મનુષ્ય જન્મ ધર્મથીજ સફળ થાય છે. અને તે ધર્મ પાલન કરવા મને સર્વથી ઉત્તમ સંયોગો મળ્યા છે; જેથી હું આ અવસર સફળ કરૂં.

## (૧૪) વેપારીની ભાવના.

(૧) દ્રવ્ય ધન કમાવા દુકાન ખોલું છું તેમ ધર્મ ધન કમાવા ધર્મની દુકાન ખોલીશ ત્યારે ધન્ય થશે.

(૨) દ્રવ્ય માલ ખરીદું છુ, વેચું છું તેમ ભાવ માલ જ્ઞાન, દર્શન, ચારિત્ર લઈશ ને આપીશ ત્યારે ધન્ય થશે.

૩ વ્યાપારમાં સત્ય, નિષ્કપટતા, પ્રમાણિકતા, પુરૂષાર્થ તથા ધર્મરક્ષા રહો અને ધર્મ વ્યાપાર કરવા જેટલું બળ પ્રગટ થાઓ.

૪ નામું માંડતાં સંસારનું ખાતું મેળવું છું તેમ પુણ્ય પાપનો હિસાબ રોજ તપાસી પાપ છોડીશ ત્યારે ધન્ય થશે

૫ દ્રવ્ય માલની દલાલી કરૂં છું તેમ ધર્મની દલાલી કરીશ ત્યારે ધન્ય થશે. દલાલીમાં સદા સત્યનું પાલન થાઓ.

# (૧૫) બ્રહ્મચર્ય પ્રાપ્તિ અને રક્ષાની ભાવના.

ત્યાગી અને ભોગી દરેકે અવશ્ય ચિંત્વન કરવી જોઇએ.

( ૧ ) સુખનું મૂળ શુદ્ધ બ્રહ્મચર્ય પાલન થાઓ.

( ૨ ) દુઃખનું મૂળ વિષયેચ્છા તે નષ્ટ થાઓ.

( ૩ ) ક્ષણ માત્રના મિથ્યા સુખ અને ઘણા કાળના ઘોર દુઃખ આપનાર વિષય પ્રસંગનો ત્યાગ થાઓ.

( ૪ ) અનંત અક્ષય સત્ય સુખ આપનાર શુદ્ધ બ્રહ્મચર્ય પાલન થાય તેવા પ્રસંગ પ્રાપ્ત થાઓ.

( ૫ ) ચારિત્ર ગુણનો વિકાર વિષયેચ્છા ક્ષય થાઓ.

( ૬ ) ચારિત્ર ગુણનો અવિકાર શુદ્ધ બ્રહ્મચર્ય પ્રગટ થાઓ. વિકારી સુખ ક્ષય થઇ અવિકારી સુખ પ્રગટ થાઓ.

( ૭ ) મોક્ષ માર્ગમાં વિઘ્નકર્તા ભોગેચ્છા નાશ થાઓ.

( ૮ ) મોક્ષની શીઘ્ર પ્રાપ્તિ કરાવનાર શુદ્ધ બ્રહ્મચર્ય પાલન થાઓ. સકળ દુઃખનો નાશ બ્રહ્મચર્યથીજ થશે.

( ૯ ) સર્વ અનર્થની ખાંણ ભોગેચ્છાનો નાશ થાઓ. સર્વ સિદ્ધિનું કારણ અખંડ બ્રહ્મચર્ય પ્રાપ્ત થાઓ.

( ૧૦ ) નવવાડ સહિત વિશુદ્ધ બ્રહ્મચર્યનું પાલન થાઓ.

( ૧૧ ) સકળ રોગોનું મૂળ કારણ, આયુષ્યનો શિઘ્ર અંત કરનાર અને રોગી ભારભૂત કુસંતાનને ઉત્પન્ન કરનાર વિષયાનંદ ક્ષય થાઓ.

( ૧૨ ) હાડ–માંસ, લોહી, મળ, મુત્ર, કફ, કીડાથી ભરપુર અશુચીમય દુર્ગંધપૂર્ણ શરીરનો મોહ અને વિષય-વાસના નાશ થાઓ, અને સદા વિષય સંયમ રહો.

( ૧૩ ) જ્યાં મોહ ત્યાં જન્મ એ ન્યાયે શરીરમાં કીડા રૂપે જન્મ થવાનું કારણ ભોગવાંછા નાશ થાઓ. અને પરમ સુખનું કારણ બ્રહ્મચર્ય પાલન થાઓ. વિષયની ઈચ્છા માત્રથી દુર્ગતિ મળે છે તો વિષયનું સેવન કેટલું દુઃખ આપશે એવું જાણી સદા વિષયનો ત્યાગ કરીશ.

( ૧૪ ) એક વારના ભોગમાં અસંખ્ય કીડા, અસંખ્ય પંચેંદ્રિય અસંજ્ઞી ( સંમુર્છિમ ) મનુષ્ય અને અનેક સંજ્ઞી મનુષ્યની હિંસા જાણી પોતાને અનંત જન્મ–મરણનું કારણ ભોગ ક્ષય થાઓ અને અભોગી બ્રહ્મચર્ય ગુણ પ્રગટ થાઓ. બીજાની રક્ષા તે નિશ્ચયમાં પોતાનીજ રક્ષા છે.

( ૧૫ ) આત્માને છોડી પર વસ્તુમાં રાચવા રૂપ વ્યભીચાર ક્ષય થાઓ. બ્રહ્મ એટલે આત્મા, ચર્ય એટલે રમણ કરવું, આત્મ રમણતા રૂપ બ્રહ્મચર્ય પ્રગટ થાઓ.



## (૧૬) બ્રહ્મચર્યની નવવાડની ભાવના.



બ્રહ્મચર્યની નવવાડ, તેના રક્ષણ માટે બહુ જરૂરી છે તેનું હું બરાબર પાલન કરીશ. વાડનું પાલન તેજ બ્રહ્મચર્યનું પાલન છે.

૧ સ્ત્રી ( પુરૂષ ) પશુ, નપુસંક, રહિત તથા વિકાર રહિત મકાનમાં રહીશ. જેમ બિલાડીવાળા સ્થાનમાં ઉંદરને જોખમ છે તેમ આવા સ્થાનમાં બ્રહ્મચારીને જોખમ છે.

૨ સ્ત્રી ( પુરૂષ ) ની તથા વિષયવર્ધક કથા વાર્તા કરીશ નહિં, સાંભળીશ નહિં અને વાંચીશ નહિં. ચતુર બારોટના વચનથી વીર પુરૂષને વીર રસ જાગે તેમ વિકારની ઇચ્છા થાય. માટે નોવેલ નાટક તથા સીનેમા તજીશ.

૩ સ્ત્રી બેઠેલા આસને પુરૂષે બે ઘડી સુધી ન બેસવું અને પુરૂષ બેઠેલા સ્થળે સ્ત્રીએ બાર મુહુર્ત સુધી ન બેસવું ( તેટલું ન બને તો તે સ્થળે પોતાનું આસન પાથરી તે ઉપર બેસવું કારણ વીર્યમાં બાર મુહુર્ત સુધી ગર્ભ ધારણ કરવાની શક્તિ છે. ) તથા નજીક અથવા એક આસને ન બેસવું. ઘીનો ઘડો ને અગ્નિનું દૃષ્ટાંત.

૪ સ્ત્રી (પુરૂષ)નું રૂપ, વસ્ત્ર અલંકાર, અંગો પાંગ ન જોવાં. નજર નીચી અને વિકારરહિત રાખવી. સૂર્ય સામું કાચી આંખવાળો જુએ તો આંખો જાય તેમ રૂપ જોવાથી બ્રહ્મચર્ય ગુણ મલીન થાય છે, વળી દૃષ્ટિ કુશીળનું પાપ લાગે. પહેલાં દૃષ્ટિથીજ વિષયેચ્છા પ્રાય: જાગે છે. એક પગથીયું લપસનાર સો પગથીયાં પડે છે, તેમ આંખને કાબુમાં ન રાખનાર ઓળખાણ કરે, વાતો કરે, પરિચય વધે ને કોઇ વાર બ્રહ્મચર્યથી ચુકી જાય માટે પ્રથમથીજ બચતા

રહેવું બહુ જરૂરી છે. મેળા, નાટક, સિનેમા, નાચ, લગ્ન પ્રસંગ વિગેરે વિકારવર્ધક દેખાવો જોઈશ નહિ.

૫ સ્ત્રી, પુરૂષના વિષયજન્ય શબ્દ સાંભળીશ નહિં. દંપતિ સુવે ને તેમના શબ્દ વિગેરે સંભળાય ત્યાં રહીશ નહિ. મેઘ ગર્જના અને મોરનું દષ્ટાંત.

૬ પૂર્વે ભોગવેલ ભોગોને કદી સંભાળીશ નહિં, જુનું વૈર અથવા વ્હાલાના વિયોગના સ્મરણવત્.

૭ વિકારવર્ધક પદાર્થ (ઘી, દુધ વિગેરે પૌષ્ટિક વસ્તુઓ, વિશેષ પ્રમાણમાં તેલ, મરચું, મસાલા, ખટાઈ વિગેરે) ખાવા નહિં. સંન્નિપાતવાળાને દુધ સાકર મરણ કરે તેમ આ વસ્તુઓ વિષય જાગૃતિ કરે. તે ભાવવિષ છે.

૮ વધુ પ્રમાણમાં ભોજન તથા પાણી ન વાપરવાં. ભૂખ અને તરસથી વધુ આહાર તથા પાણી, આળસ, રોગ અને વિકાર કરે છે. શેરની હાંલ્લીમાં સવા શેર ખીચડીનું દૃષ્ટાંત. હાંલ્લી ફુટે અથવા ખીચડી ઢોળાય.

૯ શરીરને શણગારવું નહિં. મીઠાશવાળા પદાર્થને માંખીઓનું દૃષ્ટાંત. સુગંધી ફુલ ને ભમરાનું દષ્ટાંત. જ્યાં મીઠાશ હોય ત્યાં માંખીઓ કનડે તેમ શરીરને સુશોભિત કરે છે તેને વિષયી જીવો કનડે. આ નવ વાડ છે અને દશમો તેનો કિલ્લો છે જે સર્વથી વધારે જરૂરી છે.

૧૦ મનને ગમે તેવાં અથવા વિકારજન્ય, શબ્દ, રૂપ

ગંધ, રસ, અને સ્પર્શ ભોગવવાં નહિ, તથા તેની અભિલાષા (ઈચ્છા) કરવી નહિ.

આ દશ ને શાસ્ત્રમાં દશ બ્રહ્મચર્યની સમાચારી અથવા દશ જાતનું બ્રહ્મચર્ય પણ કહેલ છે. એક પણ વાડ તોડવાથી સાત જાતની હાનિ થાયછે તેવું સર્વજ્ઞ દેવે ફરમાવ્યું છે.

૧ શંકા (પોતાને બ્રહ્મચર્યમાં અસ્થિરતા; પાળું કે ન પાળું, તેવા ભાવ થાય અથવા બીજા લોકો શંકા કરે કે આ બ્રહ્મચર્ય વ્રત પાળતો હશે કે કેમ? ૨. કાંક્ષા–વિષયેચ્છા જાગે. ૩. વિતિગિચ્છા–બ્રહ્મચર્યનો પ્રેમ અને રૂચી ઘટે, તેનું અપૂર્વ ફળ ભૂલાય. (૪) ભેદ થાય–ભાવ બ્રહ્મચર્ય નાશ થાય. મન વિષયોના પ્રસંગોમાં જાય તેવા સંયોગ શોધે. (૫) ઉન્માદ થાય–બુદ્ધિ નષ્ટ થાય. હિતાહિતનો વિચાર ન કરી શકે. જેમ ગાંડો માણસ સારી વસ્તુ ફેંકી ખરાબ ગ્રહણ કરે તેમ પરમ સુખનું કારણ બ્રહ્મચર્ય છોડી અનંત દુઃખદાયી કામભોગમાં સુખ દેખાય. ૬. દીર્ઘકાળ દુઃખ દે તેવા ગંભીર તથા ભયંકર રોગ થાય. આ જન્મમાં રોગ થાય; કદાચ બચે તો પુનર્ભવમાં તો અનંત રોગમય જન્મો અવશ્ય મળે. ૭. કેવળી પ્રરૂપીત ધર્મથી ભ્રષ્ટ થાય.

એક વાડ તોડવાથી આ સાત નુકસાન થવા પ્રભુ ફરમાવે છે તો જે અનેક વાડ તોડે તેની શી દશા થાય. એવું જાણી નવવાડ અને દશમા કિલ્લાદ્વારા દઢતાપૂર્વક આત્મરક્ષા કરવી જરૂરી છે.

આ દશને બ્રહ્મચર્યની દશ સમાચારી કહે છે, અને આ દશ પ્રકારનું બ્રહ્મચર્ય પણ ગણાય છે. જે એક વાડ તોડે તેણે બ્રહ્મચર્ય તોડયું ગણાય છે એટલે સુધી ફરમાન છે. માટે મારા આત્મહિત ખાતર હું દશે નિયમો બરાબર પાળીશ. જેણે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી અને આત્મ સ્વરૂપને ઓળખ્યું છે તે સંસાર સમુદ્ર તરી ગયો છે. માત્ર ખાબોચીયા જેટલું તરવું બાકી છે. વળી અનંત સાચું સુખ મળે છે. માટે આનંદથી આ વ્રત અને નિયમો પાળીશ.

## (૧૭) સાધુ-સાધ્વીની ભાવના.

(૧) મેં સંસાર છોડયો ત્યારથી ખાવાં, પીવામાં, કપડામાં, મકાનમાં, માનપૂજામાં, નિદ્રામાં, ગપ્પાં ( વિકથા ) માં કેટલો સંયમ કર્યો તે વિચારીશ, અને હંમેશાં સયમની વૃદ્ધિ કરીશ.

(૨) સંસાર અને મોક્ષનો માર્ગ ઉલટો છે જેથી સંસારી સર્વ પ્રપંચ અને પ્રવૃત્તિનો ત્યાગ કરવા સાવધાન રહીશ.

(૩) શરીર મોહ ક્ષય થાઓ.

(૪) ખાનપાન અને માનની વાંચ્છા ક્ષય થાઓ.

(૫) ત્રણ મનોરથ એટલે ભાવના-( પવિત્ર દૃઢ ઈચ્છા) રોજ અનેકવાર ચિંત્વન કરી તે ગુણો પ્રકટ કરીશ

(૧) અપૂર્વ તત્ત્વ જ્ઞાન હંમેશાં શીખીશ.

(૨) આઠ ગુણુનો ધારક થઈ એકાંત આત્મભાવમાં વિચરીશ ત્યારે ધન્ય થશે. (૧) યથાર્થ તત્ત્વ નિશ્ચય, (શ્રદ્ધાવંત) (૨) પૂર્ણ સત્ય-અજ્ઞાન મિથ્યાત્ત્વ અને કષાય રહિત મન, વાણી અને કાયા (૩) બુદ્ધિવંત (હિતાહિતનો નિર્ણય કરી સાચો માર્ગ લેવા પ્રેરણા કરે તેવી બુદ્ધિ.) (૪) બહુ સુત્રી-સર્વ શાસ્ત્રનો જાણુ-નાર. (૫) શક્તિવંત-દરેક સારૂં કામ કરવા સમર્થ (૬) ઉપશાંત કષાયી. (૭) ધૈર્યવંત-દુઃખથી કદી ન ગભરાય. (૮) વીર્યવંત-સદા પુરૂષાર્થી. આ ગુણો મને પ્રગટ થાઓ.

(૩) આજસુધી અઢાર પાપ અને આઠ કર્મબંધના કારણો સેવન કર્યાં તેનો હંમેશાં પશ્ચાતાપ કરી માયા (ક્રોધ, માન, કપટ, લોભ), નિયાણ (ઇંદ્રિય સુખની ઇચ્છા), મિથ્યાત્ત્વ (વિપરીત સમજણ) એ ત્રણ સલ્ય સર્વથા દૂર કરી આરાધિક પદ-પંડીત મરણ પામીશ ત્યારે ધન્ય થશે. રોજ સર્વ પાપનો પશ્ચાતાપ (આ લોયણા) કરીશ તો જ આરાધિક પદ મળશે.

(૬) શિષ્ય લોભ, સંપ્રદાય મોહ, પૂજા પ્રશંસાની ઇચ્છા, ક્ષેત્ર, શરીર, વસ્ત્ર, પાત્રાદિનો મમત્ત્વ, મિથ્યા રૂઢીમાં પક્ષપાત, કદાગ્રહ, કલહ, વિગેરે સર્વ દોષો દ્રઢતાથી છોડીશ, તોજ સુખી થઇશ.

(૭) ગુણાનુરાગ, ઇંદ્રિય દમન, તત્ત્વવાંચન, ધ્યાન, મૌન, સમાધિ પ્રાપ્ત થાઓ.

(૮) શુદ્ધ પંચ મહાવ્રત, પાંચ સમીતિ, ત્રણ ગુપ્તિ, દશ ક્ષમાદિ ધર્મ, બાર પ્રકારનો તપ, ૨૭ સાધુના ગુણો, અંતર ઉપયોગ પૂર્વક સદા આત્મ જાગૃતિ, ભાવ સાધુ, અને નિશ્ચય સાધુના ગુણો પ્રગટ થાઓ.

(૯) દિવસના ચાર ભાગ પાડીશ. છ કલાક નવું જ્ઞાન શીખવું, વાંચવું. ત્રણ કલાક શીખેલ જ્ઞાન રાત્રે ફેરવવું, ચિંત્વન કરવું. ત્રણ કલાક ધ્યાન ઉત્તમ ભાવનાઓ અને તત્ત્વ રમણતા શીખેલ જ્ઞાનના રહસ્યો વિચારવાં છ કલાક આહાર, નિહાર પ્રતિલેહન આદિ. છ કલાક નિંદ્રા. સાધુ જીવનને સફળ કરવા આ પ્રમાણે નિયમિતપણે વર્તવા દ્રઢ સંકલ્પ કરૂં છું. અને પ્રભુની આજ્ઞા પ્રમાણે બાર કલાક સ્વાધ્યાય, છ કલાક ધ્યાન, ત્રણ કલાક આહાર નિહાર, ત્રણ કલાક નિંદ્રા રાખીશ ત્યારે ધન્ય થશે.

---

## (૧૮) રોગી અવસ્થામાંથી નિરોગી અને સુખી બનવાની ભાવના.

( ક્ષય વિગેરે અનેક ભયંકર જુના રોગો આવી ભાવના ભાવવાથી દૂર થયેલ છે. દરેક ભાવના હંમેશાં વારંવાર રોગીઓએ અને તેની સેવા ચાકરી કરનારાઓએ રોગીને ઉદ્દેશી બોલવી. )

(૧) હું નિરોગી છું. મને બીલકુલ રોગ નથી. મારા બધા રોગ દૂર થાય છે. સ્નાયુઓ બરાબર કામ કરે છે, મને બરાબર ભુખ લાગે છે. સારી રીતે પાચન થાય છે. મારા મનની નબળાઈથી મને વેદના જણાય છે, અને વેદનાના વિચારોથી હું રોગી બનું છું. હવે રોગના વિચારો દૂર કરવાથી હું નિરોગી થાઉં છું.

(૨) મારા માથાનો દુઃખાવો મટતો જાય છે, મને હવે માથામાં દુઃખાવો નથી. મગજ શાંત છે અને સારા વિચારો કરે છે, મારી આંખની વેદના મટતી જાય છે. હવે આંખો નિરોગ છે. સારાં પુસ્તકો વાંચવા, જીવોને જોઇ રક્ષા કરવા તથા મહાપુરૂષોનાં દર્શન કરવા માટે તૈયાર છે. કાનનો રોગ મટતો જાય છે. હવે કાન શુદ્ધ છે અને ધર્મ વચન સાંભળવા ચાહે છે. નાકનો રોગ મટે છે. ઠીક પૂર્ણ તંદુરસ્ત બને છે અને શુદ્ધ હવા લે છે. જીભ અને મોઢાના રોગ મટતા જાય છે. તે હવે નિરોગ છે. પ્રિય, સત્ય, હિતકર, વિચારપુર્વક ઉપયોગી વચન બોલે છે. સાદું અને પથ્ય ભોજન રૂચિથી જમી શકું છું, શરીરની સર્વ વેદના દૂર થઇ રહી છે. હું હવે પુર્ણ નિરોગી છું, શરીરને ટાઢ તાપ વિગેરે બધા સંયોગો આરોગ્યવર્ધક અનુભવાય છે અને તંદુરસ્ત બનાવે છે. હૃદયમાં લોહી બરાબર સાફ થાય છે ને બધે વહે છે. મન પવિત્ર શાંત છે અને સારા વિચારો કરે છે.

(૩) શાસ્ત્રમાં ભગવાન ફરમાવે છે કે—છકાય જીવોને

મન, વચન કાયાથી દુઃખ આપવાથી દુ:ખ થાય તેવા સંયોગો મળે છે, અને દુ:ખ ન આપવાથી તથા દુ:ખ દૂર કરવાથી સુખ મળે તેવા સંયોગો મળે છે. ૧ હિંસા, ૨ અસત્ય, ૩ અપ્રમાણિકતા, ૪ વિષયભોગ, ૫ ધન મોહ, ૬ ક્રોધ, ૭ માન, ૮ કપટ, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ કુસંપ, (કલેશ), ૧૩ કલંક દેવું, ૧૪ ચાડી કરવી, ૧૫ પરનિંદા, ૧૬ હર્ષ શોક, ૧૭ કપટયુકત જુઠું અને ૧૮ વીપરીત સમજણ એટલે મિથ્યાત્વ—અજ્ઞાન આ અઢાર પાપ મન વચન કાયાથી સેવન કરવાથી, સેવન કરાવવાથી, કરતાને સારૂં જાણવાથી તીવ્રદુ:ખ ઘોર અશાતાવેદની (કરકસકારી વેદના) થાય છે અને અઢાર પાપના મન વચન કાયાથી ત્યાગ કરવાથી અતિશય નિર્મળ સુખ (અકરકસકારી વેદના) મળે છે અને આત્મ ધ્યાનથી વેદના રહિત અવ્યાબાધ સુખ મળે છે.

(૪) શરીર એ પુદ્ગલ છે, જડ પદાર્થ છે, રોગ શરીરને અસર કરી શકે છે પરંતુ આત્માને કંઇપણ હાનિ કરી શકતો નથી, કારણ આત્મા અરૂપી, અરોગી, અજર, અમર છે. શરીરમોહ દૂર કરવાથી સાચું સુખ મળે છે.

**દુહો**—રોગ પીડતો દેહને, નહિ જીવને ખાસ;
ઘર બળે અગ્નિ થકી. નહિં ઘરનો આકાશ. ॥૧॥

એવા વિચાર કરી ચિંતા શોક ભય રહિત હું પરમાનંદમાં રહીશ.

(૫) અશાતા વેદની પૂર્વના પાપ કર્મનો નાશ કરે છે તે ઉપકારી છે પાપ ન કરવાની શીખામણ આપે છે. હું હવે સર્વ પાપ દોષનો ત્યાગી થઇશ.

(૬) રોગમાં ચિંતા ભય શોક કરવાથી રોગ બહુ વધે છે અને નવા કર્મ બંધાઇ ભવિષ્યમાં ઘણાં દુ:ખ ભોગવવાં પડે છે તથા રોગને દૂર કરવા બહુ પાપથી બનેલ દવાનું સેવન કરવાથી પાપ વધે છે અને તેના ફળમાં વધારે દુ:ખો મળે છે. હું પાપયુક્ત ઉપચાર નહિં કરૂં.

(૭) દવાઓ વાપરવાથી પ્રાય: કરી એક રોગ મટી બીજા અનેક રોગ થાય છે. આજ દવાઓ વધી છે અને રોગો વધ્યા છે. સો રોગીમાં દવા લેનાર આશરે નેવું ટકા રિબાઇ રિબાઇને મરણ પામે છે ને દવા ન લેનારા સેંકડે દશ ટકા મરે છે. ઉપવાસ, તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, પાંચે ઇંદ્રિયને વશ કરવી, બહુ ભૂખ લાગે ત્યારે પથ્ય સાદો સપ્રમાણ ખોરાક લેવો, ક્રોધાદિ ત્યાગ કરવાથી સો રોગીમાંથી ૯૯ રોગી સુધરે છે. પરિવાર, કુટુંબચિંતા, રોગનો ભય, અને હિંમત ન રાખવાથી રોગ વધે છે માટે તેથી બચવું.

(૮) શરીરના મમત્વથી શરીર પાછું ધારણ કરવું પડે છે અને તેને લીધે બધાં દુ:ખ થાય છે. શરીરને સચ્ચારિત્રમાં જોડી નિર્મોહી બનવાથી અશરીરી થઇ અનંત સુખ થાય છે. આજ પરમ સુખમય સિદ્ધ અવસ્થા છે, (૯) હું અરોગી છું, અભોગી છું, અશોગી છું, અશરીરી છું,

અક્રોધી છું, અમાની છું અમાયી છું, અલોભી છું, નિર્મોહી છું, અનંત કેવળ જ્ઞાન, કેવળ દર્શન, અનંત આત્મિક સુખ, અનંત આત્મ શકિત કરીને સહિત છું, આવા મારા પોતાના શુદ્ધ ગુણો છે તે પ્રગટ થાઓ.

---

## (૧૯) અસંખ્ય સંમૂર્છિમ પચેંદ્રિય મનુષ્યની રક્ષા, પોતાની રક્ષા અને આરોગ્ય લાભ.

શરીરમાંથી નીકળતા પદાર્થોમાં અંતરમુહૂર્તમાં અસંખ્ય મન વિનાના (અસંજ્ઞી) પંચેંદ્રિય મનુષ્ય હર પળે ઉપજે છે અને મરે છે. જેની કાયા આંગળના અસંખ્યાતમા ભાગની અને આયુષ્ય અંતર મુહૂર્તનું હોય છે. જો મળમુત્રાદિ શરીરના અશુભ પદાર્થો ખુલ્લી જગ્યામાં જલદી સુકાય ત્યાં દૂર નંખાય તો જીવોની હીંસા તથા બીજાને આરોગ્યમાં હાનિ કરવાના પાપમાંથી બચાય અને પોતાને આરોગ્ય મળે. તે સંમુર્છિમ મનુષ્યોને ઉપજવાના ૧૪ સ્થાનો છે ૧ દસ્ત. ૨ પેશાબ. ૩ બળખા–કફ, ૪ નાકની લીંટ, ૫ ઉલટી–વમન, ૬ પિત્ત ૭ પરૂ–રસી, ૮ લોહી, ૯ વીર્ય, ૧૦ વીર્યાદિ પદાર્થો સુકાયેલ ફરી ભીના થાય તેમાં, ૧૧ જીવ રહીત શરીર મડદું, ૧૨ સ્ત્રિ પુરૂષના સંયોગમાં. ૧૩ ગટર, ખાર, મોરીમાં ૧૪ સર્વ આવા ગંદકીના સ્થાનમાં.

કેટલેક સ્થળે એક વાસણમાં પેસાબ કરી સવારે નાંખે છે તેમ ન કરવું. પેશાબ ઉપર પેશાબ ન કરવો. જાજરૂમાં જંગલ ન જવું, એઠવાડ જ્યાં ત્યાં ન ઢોળતાં ઢોરને પાઇ દેવો; વિગેરે નિયમો બનતાં પ્રયત્ને પાળવા.

આરોગ્યના સાધારણ નિયમોનું જ્ઞાન ન હોઇ તથા આળસને લઈ હિંદમાં રોગ ને પાપ વધ્યાં છે વળી ગંદકીની ખરાબ હવાથી વિકાર વધે છે ને આનાથી દુર્બળ શરીર છતાં વિષય લાલસા વધારે દેખાય છે. જેના ફળમાં અનીતિ, વીર્યહાનિ, મનુષ્ય ભવનો, પુણ્યનો અને ધર્મનો નાશ થાય છે માટે ગંદકી ઘટાડી સર્વ પ્રકારે સુખી થવું જરૂરી છે.

બ્રહ્મચારી મુનિઓ-ખુલ્લી હવા અને તાપમાં જંગલ જાય છે, ખુલ્લે પગે ચાલે છે, કદી ગટર કે જાજરૂ (સંડાશ, ટટ્ટી, પાયખાનાં ) ને કામમાં લેતા નથી તો સ્નાન વિગેરે શણગારની પ્રવૃત્તિ ન કરવા છતાં પ્રાયઃ નિરોગી, જ્ઞાની, અને ધ્યાની છે. જયણાં-વિવેક ત્યાંજ ધર્મ છે.



## (૨૦) મિથ્યાત્ત્વ નાશ કરવાની ભાવના.



મિથ્યા એટલે ખોટું અસત્ય, મિથ્યાત્ત્વમાં "ત્ત્વ" ભાવ વાચક નામનો પ્રત્યય છે. જેમ **મનુષ્યત્ત્વ** ( મનુષ્યપણું ) તેમ **મિથ્યાત્ત્વ એટલે** અસત્યપણું ખોટી સમજણ, અસત્ય

સમજણ, અયથાર્થ સમજણ તે મિથ્યાત્વ છે, મારા જીવે પોતે કોણ છે, પોતાના શુદ્ધ ગુણ શું છે, કર્મ સંયોગથી મન વચન કાયા અને ઇંદ્રિયોની પ્રાપ્તિ છે. મન વચન કાયાથી જુદો અનંત જ્ઞાન સુખ પૂર્ણ આત્માના સ્વરૂપનો નિશ્ચય અને અનુભવ ન કર્યો તે મિથ્યાત્વ નાશ થાઓ. અને શુદ્ધ આત્માનો અનુભવ અને નિશ્ચય પ્રગટ થાઓ. મિથ્યાત્વના મુખ્ય પાંચ પ્રકાર છે. તે અવશ્ય ત્યાગ કરવા.

(૧) અભિગ્રહિક ( ઐકાંતિક ) મિથ્યાત્વ–એકાંત પક્ષ માને, જ્ઞાન અને ક્રિયા વ્યવહાર (અહિંસા, સંયમ, તપ,) નિશ્ચય (આત્મધ્યાન, સ્વરૂપ રમણતા) બંન્ને ધર્મ ઉચિત સ્થાને ન માને, સ્યાદ્વાદ એટલે અપેક્ષા આશય ન સમજે, સમજણ વિનાની માન્યતા હોય, કુલ પરંપરાથી–દેખાદેખીથી શ્રદ્ધા કરે. નવ તત્ત્વનું જ્ઞાન નય અને પ્રમાણ દ્વારા કરી યથાર્થ તત્ત્વ નિશ્ચય ન હોય. આ દશા ક્ષય હોજો અને સમજણ સહિત અપેક્ષા સહિત નય પ્રમાણ દ્વારા યથાર્થ તત્ત્વ શ્રદ્ધા રૂપ સમ્યગ્ દર્શન ગુણ પ્રગટ હોજો.

(૨) અનાભિગ્રહિક–( વૈનયિક ) મિથ્યાત્વ–બધા દેવ, ગુરૂ, ધર્મ અને શાસ્ત્ર સાચા માને, પરીક્ષા રહિત આવી દશા ક્ષય હોજો અને દ્વેષ રહિત સમભાવે પરિક્ષા પૂર્વક યથાર્થ તત્ત્વ નિશ્ચય પ્રગટ હોજો.

(૩) અભિનિવેશિક–( વિપરીત ) મિથ્યાત્વ–અસત્યને સત્ય કરી માને, અતિ કદાગ્રહી સત્ય સમજાવવા છતાં ન

સમજે, પોતાના દોષને પણ ગુણ કરી માને, માન મોહના ઉદયથી અસત્ય પક્ષને ન છોડે, ભૂલ જણાય છતાં મારૂં તેજ સાચુ કહે પણ સાચું તે મારૂં ન કહે.

લોહ વાણીઆ જેવો પકડી ટેક ન છોડે. મેં આજ સુધી આ પ્રમાણે અસત્ય પકડી રાખ્યું, પોતાની ભૂલ ન સ્વીકારી તે ધિઃક્કાર છે, સર્વ મિથ્યાત્ત્વમાં આ મોટું મિથ્યાત્ત્વ છે તેને મેં સેવ્યું તે નાશ હોજો અને હવે સાર ગ્રાહી સત્ય ગ્રાહી બુદ્ધિ પૂર્વક યથાર્થ તત્વ શ્રદ્ધા હોજો.

(૪) સંશયિક મિથ્યાત્ત્વ–સત્યમાં થોડી અસ્થિરતા સૂક્ષ્મ–ગૂઢ, વિષયમાં સંદેહ થાય તે દોષ ક્ષય હોજો. નિઃસંદેહ યથાર્થ તત્ત્વ શ્રદ્ધા પ્રગટ હોજો.

આચાર મિથ્યાત્ત્વ સંજ્ઞી મનવાળા વિશેષ બુદ્ધિશાળી જીવને જ હોય છે.

(૫) અજ્ઞાન મિથ્યાત્ત્વ—જીવ અજીવાદિ નવ તત્ત્વના જ્ઞાન રહિત ધર્મ શું, આત્મા શું તે ન સમજે. કેવળ શરીર ચિંતા ને ઇંદ્રિયજન્ય સુખ મેળવવામાં ને દુઃખ ત્યાગમાં જ તલ્લાલીન હોય. આમાં મન વિનાના સર્વ જીવો અને મનવાળ ધર્મ રૂચી વિનાના સર્વ જીવો આવે છે. આ દશા જીવની સર્વથી વધારે રહે છે તેમાં બહુ રહી અનંત દુઃખ પામ્યો તે ધિઃક્કાર છે. હવે તત્ત્વનું જ્ઞાન કરી સત્ય શ્રદ્ધા પ્રગટ થાઓ.

આજ સુધી મન વચન કાયાથી મિથ્યાત્વ ખોટી સમજણ શ્રદ્ધા કરી કરાવી ભલી જાણી તે માટે ધિઃક્કાર છે. તે ક્ષય થાઓ ને સત્ય તત્ત્વ નિશ્ચય આત્માનુભવ ( સ્વાનુભૂતિ ) સમકિત ગુણ પ્રગટ થાઓ.

## (૨૧) ચૌદ નિયમ (મેરૂ જેટલું પાપ વિવેકથી રાઇ જેટલું કરવાના સરળ નિયમો).

ઇચ્છા-તૃષ્ણા, રોકવી તે સંયમ છે. તેમાં આત્માને કર્મબંધ ઘટે છે અને કરકસરવાળું સાદું જીવન બની પ્રત્યક્ષમાં પણ બહુ સુખ મળે છે. જરૂરીઆતો ઘટાડવી, થોડામાં ચલાવવું તે કરકસરવાળું જીવન છે ને તેજ સંયમ જીવન છે. જ્યાં સુધી ધન રક્ષાની એક ભાવના છે ત્યાં સુધી બાહ્ય લાભ થાય છે. જ્યારે વિષય ત્યાગની સમજણ આવે છે ત્યારે ભાવ ત્યાગ કહેવાય છે ને તેનું ફળ અપૂર્વ છે. ચૌદ નિયમો દ્રવ્ય ને ભાવ સુખ કરનાર છે તે હંમેશાં ધારવા જોઇએ.

૧ સચિત—કાચું મીઠું, પાણી, આખું ફળ, કાચી લીલોતરી વિગેરે ખાવા ઉપર સંયમ કરવો ને મર્યાદા કરે.

૨ દ્રવ્ય જેટલા પદાર્થ ખવાય તે ઉપર સંયમ.

૩ વિગય—( વિકાર ઉત્પન્ન કરે તે વિકૃતિ-વિગય ) દુધ, દહીં, ઘી, તેલ, મીઠાઇ, ( સાકર, ગોળ અને તેવી વસ્તુઓ. )ની મર્યાદા કરે.

૪ પગ રક્ષાના સાધન—મોજા, જોડા, ચંપલ વિગેરે.
૫ તાંબુલ પાન, સોપારી, એલચી વિગેરેની મર્યાદા.
૬ વસ્ત્ર પહેરવાનાં. ૭ સુંઘવાની વસ્તુઓ.
૮ વાહન-ગાડી, ઘોડા, ટ્રામ, રેલ્વે વિગેરેની મર્યાદા.

૯ આસન, બેસવાનાં, સુવાના. ૧૦. વિલેપન—શરીરે ચોપડવાના તેલ, ચંદન, અંજન, કંકુ વિગેરે. ૧૧ બ્રહ્મચર્ય, મર્યાદા. ૧૨ ભોજન અને પાણીની મર્યાદા પ્રમાણ ને જાત. ૧૩ દિશા—કેટલા દૂર જવું. ૧૪ સ્નાન-મર્યાદા.

૧. કાચી માટી. ૨ પાણી. ૩ અગ્નિ. ચુલા નં. ઈંધન વજન. ૪ વાયુ પંખા વિગેરે. ૫ વનસ્પતિની મર્યાદા ભાવમાં આત્મ હિંસાના ત્યાગ—હિંસા, અસત્ય, અપ્રમાણિકતા વિષયભોગ, નિંદા, ક્રોધ, ગર્વ, કપટ, તૃષ્ણા, કલેશ આ બધાના ત્યાગ કરવા.

આ પ્રમાણે જે રોજ ત્યાગ ધારશે, જરૂરીઆતો અને આત્માના દોષો ઘટાડશે તે ઘણાં પાપથી સરળતાથી છુટી અનંત સુખને પામશે.

---

## (૨૨) પાત્રાપાત્રનું સ્વરૂપ અને સુપાત્ર થવાની ભાવના

---

પૂર્વે કહેલ ભાવનાના બધા ગુણો સુપાત્રમાં પ્રગટ થાય છે માટે સુપાત્ર થવા ઉદ્યમ કરવો ખાસ જરૂરી છે.

પાત્રના પંદર ભેદ છે તેમાં મુખ્ય ત્રણ ભેદ છે. ૧ સુપાત્ર, ૨. અલ્પ પાત્ર, અને ૩. અપાત્ર.

અહીં સત્ય સુખ આત્મિક સુખ એટલે મોક્ષને પાત્ર કોણ છે તે અપેક્ષાએ પાત્રનો વિચાર કરવામાં આવેલ છે.

૧ સુપાત્ર—જેનામાં વ્યવહાર અને નિશ્ચય બન્ને ગુણો પ્રગટ થયા હોય તે સુપાત્ર છે. વ્યવહારના પણ બે ભેદ છે. ૧ દ્રવ્ય અને ૨. ભાવ દ્રવ્યમાં, હિંસા, અસત્ય, અ-પ્રમાણિકતા, અન્યાય, અનીતિ, વિલાસીજીવન, અને કોઇ પણ વ્યસન વિગેરે દોષો ન હોય અને બાહ્ય સાધન, સારૂં વાંચન, સદ્‌ગુણ સેવન, સત્સંગ, વિગેરે ગુણો જેનામાં હોય તે દ્રવ્ય શુદ્ધિ છે, અંતર આત્મામાં ક્રોધ, ગર્વ, કપટ, તૃષ્ણા વિષયેચ્છા, રાગ, દ્વેષ, હર્ષ, શોક, ભય, ચિંતા, કાયરતા ન હોય, તે ભાવ શુદ્ધિ છે. દ્રવ્ય અને ભાવ શુદ્ધ થયે વ્યવ-હાર શુદ્ધ થાય છે.

નિશ્ચય શુદ્ધ—નિશ્ચય એટલે સત્ય સ્વરૂપ છે. જીવ અજીવાદિ નવ તત્ત્વને નય અને પ્રમાણથી યથાર્થ જાણી સત્ય શ્રદ્ધા ( નિશ્ચય ) કરી તત્ત્વાર્થના જ્ઞાતા થવું અને શુદ્ધ આત્મ સ્વરૂપનો અનુભવ કરવો. તે નિશ્ચય શુદ્ધ છે જ્યાં નિશ્ચય શુદ્ધ છે ત્યાં વ્યવહાર શુદ્ધ અવશ્ય હોય અને જ્યાં વ્યવ-હાર શુદ્ધ છે ત્યાં નિશ્ચય શુદ્ધ હોય અને ન પણ હોય, આ પ્રમાણે સુપાત્ર થનારમાં વ્યવહાર અને નિશ્ચય બન્ને શુદ્ધ

હોય છે તેજ મોક્ષ ( સત્ય સુખ ) ને લાયક ( પાત્ર ) છે. તે ગુણો મને પ્રગટ થાઓ.

૨ **અલ્પપાત્ર**—જેનામાં વ્યવહાર શુદ્ધિ છે પણ નિશ્ચય શુદ્ધિ ( તત્ત્વાર્થ નિશ્ચય અને શુદ્ધ આત્માનુભવ ) નથી તે પુણ્ય સંચય કરે છે. દેવ મનુષ્યના વૈભવો પામે પણ અક્ષય સુખ ( મોક્ષ ) ન પામે છતાં જો આમાં સત્ય પામવાની રૂચી ( જીજ્ઞાસા ) હોય તો સત્ય પામી સુપાત્ર થઈ શકાય છે. આ ગુણોદ્વારા હું સુપાત્ર બનું.

૩ **અપાત્ર**—જેનામાં બાહ્ય અને અંતર ગુણરૂપ વ્યવહાર શુદ્ધિ અને શુદ્ધ આત્માનુભવરૂપ નિશ્ચય શુદ્ધિ ન હોય તે અપાત્ર છે, આ દોષ દૂર થઈ મને સુપાત્રના ગુણો પ્રગટ થાઓ.

ઉત્તમ સુપાત્ર (સાધુ) ના ત્રણ ભેદ. મધ્યમ સુપાત્ર (શ્રાવક) ના ત્રણ ભેદ, લઘુ સુપાત્ર ( સમદૃષ્ટિ ) ના ત્રણ ભેદ એમ નવ પ્રકાર સુપાત્રના છે; ત્રણ અલ્પ પાત્ર અને ત્રણ અપાત્ર એ પ્રમાણે પાત્રના કુલ પંદર ભેદ કહેલ છે.

૧ શ્રેષ્ઠ ઉત્તમ સુપાત્ર–સર્વજ્ઞ વીતરાગ પ્રભુ.

૨ મધ્ય ઉત્તમ સુપાત્ર–અપ્રમાદિ મુનિ.

૩ જઘન્ય ઉત્તમ સુપાત્ર–વ્યવહાર નિશ્ચય જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપના ધારી મુનિવર.

૪ શ્રેષ્ઠ મધ્યમ સુપાત્ર–સાધુ સમાન ત્રિકરણ ત્રિયોગે

સર્વ પાપના ત્યાગી શ્રમણભૂત, અગ્યારમી પડિમાના ધારી શુદ્ધ આત્માનુભવ કરનાર સુશ્રાવક.

૫ મધ્ય મધ્યમ સુપાત્ર–નવવાડ વિશુદ્ધ પ્રતિપુર્ણ–બ્રહ્મચર્ય નામની સાતમી પડીમાથી સર્વ સપાપ (સાવદ્ય) પ્રવૃત્તિના ત્યાગ નામની દશમી પડિમાના ધારી સુશ્રાવક.

૬ જઘન્ય મધ્યમ સુપાત્ર–ઉદાસીન, વૈરાગ્યવંત શુદ્ધ બાર વ્રતધારી, શુદ્ધ આત્માનુભવ કરનાર સુશ્રાવક, છઠી પડિમા સુધી.

૭ ઉત્તમ લઘુ સુપાત્ર–ક્ષાયક સમકીતી.

૮ મધ્યમ લઘુ સુપાત્ર–ઉપશમ સમકીતી.

૯ જઘન્ય લઘુ સુપાત્ર–ક્ષયોપશમ સમકીતી.

ત્રણે લઘુ સુપાત્ર–સાત પ્રકૃતિને અભાવ કરી શુદ્ધાત્માનુભવ સહિત વ્યવહાર સમકીતના સર્વ ગુણસંપન્ન હોય.

શરીર પરિવાર ભોગાદિને પોતાના માની ક્રોધ માન કપટ લોભ કરે અથવા કષાયને ડંખ રાખે તે અનંત સંસારનું કારણ અનંતાનુબંધી અને અસત્યમાં પરમાં મારાપણું તે મિથ્યાત્વ મોહની નાશ થાએ.

૧૦ ઉત્તમ અલ્પપાત્ર–વ્યવહાર ( દ્રવ્ય–ભાવ ) ચારિત્ર–શુદ્ધ છે આત્માનુભવ થયો નથી, તેવા મુનિ.

૧૧ મધ્યમ અલ્પપાત્ર–આત્માનુભવ વિનાના દ્રવ્ય ભાવ શુદ્ધ છે, તેવા શ્રાવક.

૧૨ જઘન્ય અલ્પ પાત્ર—વ્યવહાર સમકીતના ગુણો છે, આત્માનુભવ નથી.

૧૩ મુખ્ય અપાત્ર—શુદ્ધ આત્માનુભવ અને ઉત્તમ ચારિત્ર નથી તેવા સાધુ.

૧૪ મધ્યમ અપાત્ર—શુદ્ધ આત્માનુભવ અને વિવેક પૂર્વક ઉત્તમ વ્રત પચ્ચખાણ રહિત શ્રાવક નામ ધરાવનાર.

૧૫ જઘન્ય અપાત્ર—શુદ્ધ આત્માનુભવ અને સમભાવ, ધર્મ ભક્તિ, વૈરાગ્ય, અનુકંપા, શ્રદ્ધા, વિગેરે ગુણ રહિત નામ સમકીતી-નામ જૈન અને સર્વ મિથ્યાત્વી.

અપાત્રના દોષ ક્ષય હોજો અને સુપાત્રના ગુણો પ્રગટ હોજો.

---

## આત્મ શુદ્ધિના ભાવનામય કાવ્યો.

## (૨૩) શ્રી રત્નાકર પચીસી.

( હરિગીત છંદ. )

મંદિર છો મુકિત તણા, માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ને ઇંદ્ર નર ને દેવતા, સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી, શિરદાર અતિશય સર્વના,
જય પામ તું જય પામ તું, ભંડાર જ્ઞાન કળા તણા. ૧
ત્રણ જગતના આધાર ને, અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ, સંસારના દુઃખો તણા;

વિતરાગ વલ્લભ વિશ્વના, તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને આ, હ્રદય હું ખાલી કરૂં. ૨
શું બાળકો માબાપ પાસે, બાળ ક્રીડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવ્યું, તેમ શું નવ ઉચ્ચરે;
તેમજ તમારી પાસ તારક, આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહ્યું, તેમાં કશું ખોટું નથી. ૩
મેં દાન તો દીધું નહિ, ને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિં, શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી, કંઈ પણ પ્રભુ મેં નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે, નિષ્ફળ ગયું, નિષ્ફળ ગયું. ૪
હું ક્રોધ અગ્નિથી બળ્યો, વળી લોભ સર્પ ડસ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે, હું કેમ કરી ધ્યાવું તને?
મન મારૂં માયાજાળમાં, મોહન! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં, ચેતન ગણો ચગદાય છે. ૫
મેં પરભવે કે આ ભવે પણ, હિત કાંઈ કર્યું નહિં,
તેથી કરી સંસારમાં, સુખ અલ્પ પણ પામ્યો નહિં;
જન્મો અમારા જીનજી, ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં, અજ્ઞાનથી હારી ગયા. ૬
અમૃત ઝરે તુજ મુખરૂપી, ચંદ્રથી તો પણ પ્રભુ,
ભીંજાય નહિ મુજ મન અરેરે,! શું કરૂં હું તો વિભુ?
પત્થર થકી પણ કઠણ મારૂં, મન ખરે ક્યાંથી દ્રવે?,
મર્કટ સમા આ મન થકી, હું તો પ્રભુ હાર્યો હવે. ૭

ભમતા મહા ભવસાગરે, પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણ રૂપી, રત્નત્રય દુષ્કર ઘણા;
તે પણ ગયા પરમાદના, વશથી પ્રભુ કહુ છું ખરૂં.
કોની કને દયાળ આ, પોકાર હું જઈને કરૂં ? ૮
ઠગવા વિભુ આ વિશ્વને, વૈરાગ્યના રંગો ધર્યા,
ને ધર્મનો ઉપદેશ રંજન, લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે, કેટલી કથની કહું ?
સાધુ થઇને બ્હારથી, દાંભિક અંદરથી રહું. ૯
મેં મુખને મેલું કર્યું, દોષો પરાયા ગાઈને,
ને નેત્રને નિંદિત કર્યાં, પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું, ચીંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મ્હારૂં શું થશે ?, ચાલાક થઈ ચૂકયો ઘણું. ૧૦
કરે કાળજાને કતલ પીડા, કામની બીહામણી,
એ વિષયમાં બની અંધ હું, વિડંબના પામ્યો ઘણી;
તે પણ પ્રકાશ્યું આજ લાવી, લાજ આપ તણી કને,
જાણો સહુ તેથી કહું, કર માફ મારા વાંકને. ૧૧
નવકાર મંત્ર વિનાશ કીધો, અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયો વડે, હણી આગમોની વાણીને;
કુદેવની સંગત થકી, કર્મો નકામાં આચર્યાં,
મતિ ભ્રમ થકી રત્નો ગુમાવી, કાચ કટકા મેં ગ્રહ્યા. ૧૨
આવેલ દ્રષ્ટિ માર્ગમાં, મૂકી મહાવીર આપને;
મેં મૂઢ ધિયે હૃદયમાં, ધ્યાયા મદનના ચાપને;

નેત્ર બાણો ને પયોધર, નાભીને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણાં, છટકેલ થઈ જોયાં અતી. ૧૩
મૃગનયણી સમ નારી તણાં, મુખ ચંદ્ર નિરખવા વતી;
મુજ મન વિષે જે રંગ લાગ્યો, અલ્પ પણ ગાઢો અતી;
તે શ્રુત રૂપ સમુદ્રમાં, ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે, બચું કેમ હું આ પાપથી ? ૧૪
સુંદર નથી આ શરીર કે, સમુદાય ગુણ તણો નથી,
ઉત્તમ વિલાસ કળા તણો, દેદિપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તોપણ પ્રભુ, અભિમાનથી અક્કડ ફરૂં;
ચોપાટ ચાર ગતિ તણી, સંસારમાં ખેલ્યા કરૂં. ૧૫
આયુષ્ય ઘટતું જાય તો પણ, પાપ બુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ, વિષયાભિલાષા નવ ઘટે,
ઔષધ વિષે કરૂં યત્ન પણ, હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું, પાયા વિનાના ઘર ચણું. ૧૬
આત્મા નથી પરભવ નથી, વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં, ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી, પ્રભુ આપશ્રી તો પણ અરે,
દીવો લઈ કુવે પડયો, ધિક્કાર છે મુજને અરે. ૧૭
મેં ચિત્તથી નહિ દેવની કે, પાત્રની પુજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો, ધર્મ પણ પાળ્યો નહિ,
પામ્યો પ્રભુ નરભવ છતાં, રણમાં રડયા જેવું થયું,
ધોબી તણા કુત્તા સમું, મમ જીવન સહુ એળે ગયું. ૧૮

હું કામધેનું કલ્પતરૂ, ચિંતામણીના પ્યારમાં,
ખોટા છતાં ઝંખ્યો ઘણું, બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો, ધર્મ તે સેવ્યો નહિં,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી, નાથ કર કરૂણા કંઇ. ૧૯
મેં ભોગ સારા ચિંતવ્યા પણ, રોગસમ ચિંત્યા નહિં;
આગમન ઇચ્છયું ધન તણું, પણ મૃત્યુને પ્રીછયું નહિં;
નહિં ચિંતવ્યું મેં નરક, કારાગ્રહ સમી છે નારીઓ,
મધુ બીંદુની આશા મહીં, ભય માત્ર હું ભૂલી ગયો. ૨૦
હું શુદ્ધ આચારો વડે, સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના, યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થનાં ઉદ્ધાર આદિ, કોઇ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે આ લક્ષ ચોરાશી, તણાં ફેરા ફર્યા. ૨૧
ગુરૂ વાણીમાં વૈરાગ્ય કેરો, રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાકયો મહીં, શાંતિ મળે કયાંથી મને;
તરૂં કેમ હું સંસાર આ, અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીઆનો ઘડો, જળથી ભરાયે કયેમ કરી? ૨૨
મેં પરભવે નથી પુણ્ય કીધું, ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો, કયાંથી થશે હે નાથજી?;
ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે, ભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું, આકાશમાં લટકી રહ્યો. ૨૩
અથવા નકામું આપ પાસે, નાથ શું બકવું ઘણું,
હે દેવતાના પુજ્ય! આ ચારીત્ર મુજ પોતાતણું;

જાણો સ્વરૂપ ત્રણ લોકનું, તો માહરૂં શું માત્ર આ ?,
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં, પાઈની તો વાત ક્યાં ? ૨૪

શાર્દુલ વિક્રિડીત.

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો, ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિં અન્ય પાત્ર જગમાં, જોતાં જડે હે વિભુ;
મુક્તિ મંગલ સ્થાન તોય મુજને, ઈચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ્ રત્ન શ્યામ જીવને, તો તૃપ્તિ થાયે ઘણી. ૨૫

## (૨૪) ભાવ સામાયિક સ્વરૂપ.

( મૂળકર્તા:-શ્રી અમિતગતી આચાર્યવર )

(અનુવાદક:-સુખલાલ જીવરાજ શાહ, બી. એ.)

[ હરિગીત છંદ ]

સૌ પ્રાણી આ સંસારના, સન્મિત્ર મુજ વ્હાલા થજો,
સદ્ગુણમાં આનંદ માનું, મિત્ર કે વેરી હજો;
દુઃખીઆ પ્રતિ કરૂણા અને દુરાગ્રહ પ્રતિ મધ્યસ્થતા,
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમાં સ્થિરતા. ૧
અતિ જ્ઞાનવંત અનંત શક્તિ, દોષહીન આ આત્મ છે,
એ મ્યાનથી તલવાર પેઠે, શરીરથી વિભિન્ન છે;
હું શરીરથી જુદો ગણું, એ જ્ઞાનબળ મુજને મળો,
ભીષણ જે અજ્ઞાન મારૂં, નાથ! તે સત્વર ટળો. ૨
સુખદુઃખમાં, અરિમિત્રમાં, સંયોગ કે વિયોગમાં,
રખડું વને વા રાજભુવને, રાચતો સુખ ભોગમાં;

મમ સર્વકાળે સર્વ જીવમાં, આત્મવત્ બુદ્ધિ બધી,
તું આપજે મુજ મોહ કાપી, આ દશા કરૂણાનિધિ. ૩
તુજ સદુપદેશનો દીવડો, રૂડો હૃદયમાં રાખજો,
અજ્ઞાનમય અંધકારનો, આવાસ તુરત બાળજો;
તદ્રૂપ થઇ તે દીવડે, હું સ્થિર થઇ ચિત્ત બાંધતો,
તુજ સદુપદેશ લહરમાં, હું પ્રેમથી નિત્ય ડૂબતો. ૪
પ્રમાદથી પ્રયાણ કરીને, વિચરતાં પ્રભુ અહીં તહીં,
એકેન્દ્રિયાદિ જીવને, હણતાં કદી ડરતો નહિં;
છેદી વિભેદી દુઃખ દઇ, મેં ત્રાસ આપ્યો તેમને,
કરજો ક્ષમા મુજ કર્મહિંસક, નાથ વિનવું આપને. ૫
કષાયને પરવશ થઇ બહુ, વિષયસુખ મેં ભોગવ્યા,
ચારિત્રના જે ભંગ વિભુ, મુક્તિ પ્રતિકુળ થઇ ગયા;
કુબુદ્ધિથી અનિષ્ટ કિંચિત, આચરણ મેં આદર્યું,
કરજો ક્ષમા સૌ પાપ તે, મુજ રંકનું જે જે થયું. ૬
મન વચન કાય કષાયથી, કીધાં પ્રભુ મેં પાપ બહુ,
સંસારનાં દુઃખ બીજ સૌ, વાવ્યાં અરે હું શું કહું ?
તે પાપને આલોચના, નિંદા અને ધિક્કારથી;
હું ભસ્મ કરતો મંત્રથી, જેમ વિષ જાતું વાદીથી. ૭
મુજ બુદ્ધિના વિકારથી, કે સંયમના અભાવથી,
બહુ દુષ્ટ દુરાચાર મેં, સેવ્યા પ્રભુ કુબુદ્ધિથી;
કરવું હતું તે ના કર્યું, પ્રમાદ કેરા જોરથી,
સૌ દોષ મુક્તિ પામવા, માંગુ ક્ષમા હું હૃદયથી. ૮

મુજ મલીન મન જો થાયતો, તે દોષ અતિક્રમ જાણતો,
વળી સદાચારે ભંગ બનતાં, દોષ વ્યતિક્રમ માનતો;
તે અતીચારી સમજવો, જે વિષયસુખમાં મ્હાલતો;
અતિ વિષયસુખ આસક્તને, હું અનાચારી ધારતો. ૯
મુજ વચન વાણી ઉચ્ચારમાં, તલભાર વિનિમય થાય તો,
જો અર્થ માત્રા પદ મહીં, લવલેશ વધઘટ હોયતો;
યથાર્થ વાણીભંગનો, દોષિત પ્રભુ હું આપનો,
આપી ક્ષમા મુજને બનાવો, પાત્ર કેવળ બોધનો. ૧૦
પ્રભુવાણી ! તું મંગલમયી, મુજ શારદા હું સમજતો,
વળી ઇષ્ટ વસ્તુ દાનમાં, ચિંતામણી હું ધારતો;
સુબોધને પરિણામશુદ્ધિ, સંયમને વરસાવતી,
તું સ્વર્ગનાં દિવ્ય ગીત સુણાવી, મોક્ષલક્ષ્મી અર્પતી. ૧૧
સ્મરણ કરે યોગી જનો, જેનું ઘણા સન્માનથી,
વળી ઇંદ્ર નર ને દેવ પણ, સ્તુતિ કરે જેની અતિ;
એ વેદ ને પુરાણ જેના, ગાય ગીતો હર્ષમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૨
જેનું સ્વરૂપ સમજાય છે, સદ્જ્ઞાન દર્શન યોગથી,
ભંડાર છે આનંદના જે, અચળ છે વિકારથી;
પરમાત્માની સંજ્ઞા થકી, ઓળખાય જે શુભ ધ્યાનમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૩
જે કઠીન કષ્ટો કાપતા, ક્ષણવારમાં સંસારનાં,
નિહાળતા જે સૃષ્ટિને જેમ, બોરને નિજ હસ્તમાં;
યોગી જનોને ભાસતા, જે સમજતા સૌ વાતમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૪

જન્મો મરણના દુઃખને, નહિ જાણતા કદી જે પ્રભુ,
જે મોક્ષપથ દાતાર છે, ત્રિલોકને જોતા વિભુ;
કલંકહિન દિવ્ય રૂપ જે, રહેતું નહિ પણ ચંદ્રમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૫
આ વિશ્વના સૌ પ્રાણી પર, શુદ્ધ પ્રેમ નિસ્પૃહ રાખતા,
નહિ રાગ કે નહિ દ્વેષ જેને, અસંગ ભાવે વર્તતા,
વિશુદ્ધ ઇંદ્રિય શુન્ય જેવા, જ્ઞાનમય છે રૂપમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૬
ત્રિલોકમાં વ્યાપી રહ્યાં છે, સિદ્ધ ને વિબુદ્ધ જે,
નહિ કર્મ કેરા બંધ જેને, ધૂર્ત સમ ધૂતી શકે;
વિકાર સૌ સળગી જતા, મન મસ્ત થાતાં ધ્યાનમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૭
તિમિર કેરો સ્પર્શ તલભર, થાય નહિ જયમ સૂર્યને,
તેમ દુષ્કલંકો કર્મના, અડકી શકે નહિ આપને;
જે એક ને બહુરૂપ થઇ, વ્યાપી બધે વિરાજતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણ હું માગતો. ૧૮
રવિ તેજ વિણ પ્રકાશ જે, ત્રણ ભવનને અજવાળતો,
તે જ્ઞાનદીપ પ્રકાશ તારા, આત્મમાં શું દીપતો;
જે દેવ મંગળ બોધ મીઠા, મનુજને નિત્ય આપતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણ હું માગતો. ૧૯
જો થાય દર્શન સિદ્ધનાં, તો વિશ્વદર્શન થાય છે,
જેમ સૂર્યના દીવા થકી, સૌ સ્પષ્ટતા દેખાય છે;
અનંત અનાદિ દેવ જે, અજ્ઞાનતિમિર ટાળતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણ હું માગતો. ૨૦

જેણે હણ્યા નિજ બળવડે, મન્મથ અને વળી માનને,
જેણે હણ્યા આ લોકના, ભય શોક ચિંતા મોહને;
વિષાદ ને નિદ્રા હણ્યા, જ્યમ અગ્નિ વૃક્ષો બાળતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણુ હું માગતો. ૨૧
હું માગતો નહિ કોઇ આસન, દર્ભ પત્થર કાષ્ટનું,
મુજ આત્મના નિર્વાણુ કાજે, યોગ્ય આસન આત્મનું;
આ આત્મ જો વિશુદ્ધ ને, કષાય દુશ્મન વિણુ જો,
અમૂલ્ય આસન થાય છે, શુભ સાધવા સમાધિ તો. ૨૨
મેળા બધા મુજ સંઘના, નહિ લોકપૂજા કામની,
જગબાહ્યની નહિ એક વસ્તુ, કામની મુજ ધ્યાનની;
સંસારની સૌ વાસનાને, છોડ વ્હાલા વેગથી,
અધ્યાત્મમાં આનંદ લેવા, યોગ બળ લે હોંશથી. ૨૩
આ જગતની કો વસ્તુમાં તો સ્વાર્થ છે નહિં મુજ જરી.
વળી જગતની પણુ વસ્તુઓનો, સ્વાર્થ મુજમાં છે નહિં;
આ તત્ત્વને સમજી ભલા, તું બાહ્યનો મોહ છોડજે,
શુભ મોક્ષનાં ફળ ચાખવા, નિજ આત્મમાં તું સ્થિર થજે. ૨૪
જ્ઞાનમય વિશુદ્ધ આત્મ, સ્વ આત્મથી જોવાય છે,
શુભ યોગમાં સાધુ સકળને, અનુભવ આ થાય છે;
નિજ આત્મમાં એકાગ્રતા, સ્થિરતા વળી નિજ આત્મમાં,
અખંડ સુખને સાધવા તું, આત્મથી જો આત્મમાં. ૨૫
આ આત્મ મારો એક ને, શાશ્વત નિરંતર રૂપ છે,
વિશુદ્ધ નિજ સ્વભાવમાં, રમી રહ્યો છે નિત્ય તે;
વિશ્વની સહુ વસ્તુનો, નિજ કર્મ ઉદ્ભવ થાય છે,
નિજ કર્મથી વળી વસ્તુનો, વિનાશ વિનિમય થાય છે. ૨૬

જે આત્મ જોડે એકતા, આવી નહીં આ દેહની,
તે એકતા શું આવશે, સ્ત્રી પુત્ર મિત્રો સાથની ?
જો થાય જુદી ચામડી, આ શરીરથી ઉતારતાં,
તો રોમ સુંદર દેહપર, પામે પછી શું સ્થિરતા ? ૨૭
આ વિશ્વની કો વસ્તુમાં, જો સ્નેહ બંધન થાય છે,
તો જન્મ મરણુના ચક્રમાં, ચેતન વધુ ભટકાય છે;
મુજ મન, વચન ને કાયનો, સંયોગ પરનો છોડવો,
શુભ મોક્ષના અભિલાષનો, આ માર્ગ સાચો જાણવો. ૨૮
સંસારરૂપી સાગરે, જે અવનતિમાં લઈ જતી,
તે વાસનાની જાળ પ્યારા, તોડ સંયમ જોરથી;
વળી બાહ્યથી છે આત્મ જુદો, ભેદ મોટો જાણવો,
તલ્લીન થઈ ભગવાનમાં, ભવપંથ વિકટ કાપવો. ૨૯
કર્મો કર્યાં જે આપણે, ભુતકાળમાં જન્મો લઈ,
તે કર્મનું ફળ ભોગવ્યા વિણુ, માર્ગ એકે છે નહિ;
પરનું કરેલું કર્મ જો, પરિણામ આપે મુજને,
તો મુજ કરેલા કર્મનો, સમજાય નહિ કંઈ અર્થને. ૩૦
સંસારના સૌ પ્રાણીઓ, ફળ ભોગવે નિજ કર્મનું,
નિજ કર્મના પરિપાકનો, ભોક્તા નહિ કો આપણું;
લઈ શકે છે અન્ય તેને, છોડ એ ભ્રમણા બુરી,
પ્રભુ ધ્યાનમાં નિમગ્ન થા, તુજ આત્મનો આશ્રય કરી. ૩૧
શ્રી અમિતગતિ અગમ્ય પ્રભુજી, ગુણુ અસીમ છે આપના,
હૃદયથી આ દાસ તો, ગુણુ ગાય તુજ સામર્થ્યના,

પ્રકટતા જો ગુણ બધા, મુજ આત્મમાં સદ્‌ભાવથી,
શુભ મોક્ષને વરવા પછી, પ્રભુ વાર ક્યાંથી લાગતી ? ૩૨

દોહરો.

બત્રીસ ચરણનું આ બન્યું, મંગળ સુંદર કાવ્ય;
અનુભવતાં એક ધ્યાનથી, મોક્ષગતિ જીવ જાય. ૩૩

---

**સુજ્ઞ વાંચનાર !**

સૂર્યના અભાવે અંધકાર થાય છે, અને તે દૂર કરવા કરોડો દીવાઓ જગતમાં કરવા પડે છે તેમ આત્મ જ્ઞાનના અભાવે અનેક દોષ અને દુર્ગુણો ઉત્પન્ન થાય છે તે દૂર કરવા જીવ પ્રયત્ન કરે છે પણ જો આત્મ જ્ઞાનનો સૂર્ય ઉગે તો તેજ ક્ષણે બધા દોષોનો ત્યાગ સુગમતાથી થઈ શકે છે, આત્મ જ્ઞાનની પ્રાપ્તિનું કારણ આત્મ ભાવના છે, પ્રભુએ પણ સ્થાન સ્થાન સાધુ અને શ્રાવક માટે "અપ્પાણં ભાવેમાણા વિહરઈ" આત્મભાવના ભાવતાથકા વિચરવા આજ્ઞા દીધી છે. આત્મજાગૃતિ માટે આપને તત્પરતા હોય તો આ વસ્તુનું હંમેશાં વાંચન અને મનન કરવા વિનંતી છે,

આ પુસ્તક પાલણપુરના જુદા જુદા સહાયકોની મદદથી છપાવવામાં આવેલ છે, તેનાં મુબારક નામ નીચે મુજબ છે. શ્રી શ્વે. સ્થાનકવાસી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક મંડળના શુભેચ્છકોની વતી હું આ સજ્જનોનો આભાર માનું છું. જ્ઞાન દાન એ સૌથી ઉત્તમ દાન છે અને જ્ઞાનની અંદર પણ સમકિત સ્વરૂપ ભાવનાનું જ્ઞાન એ અમૂલ્ય જ્ઞાન છે આવા જ્ઞાનની પ્રભાવના આપના હાથે હંમેશા થાઓ

લી. સુખલાલ જીવરાજ શાહ, બી. એ.

# ૨૫ આત્મ ધર્મ પર વિચારો.

સંસ્કૃતના પ્રયોજક—શ્રી પદ્માનંદી આચાર્યશ્રી.
ગુજરાતી અનુવાદક—સુખરાજ જીવરાજ શાહ. બી. એ.

(દોહરા.)

રસ રૂપ કે ગંધ નહિ, નહિં સ્પર્શનું નામ;
મૂર્ત નહિ પણ દેહમાં, વસી રહ્યો છે 'રામ'. ૧
આંખોથી દેખાય નહિ, તો પણ પ્રગટ જણાય;
થાય કદાપિ ધ્યાનથી, ચિંતવન જો મનમાંય. ૨
સ્વરૂપ સાચું સમજીને, મોહ કરૂં હું દૂર;
ગુરૂ વાણીથી આજ હું, ભાંગું ભ્રાંતિ જરૂર. ૩
નિશ્ચય મનથી દેખતો, વિશુદ્ધ મારો રામ;
'રામ' મહીં હું જોડતો, ઇન્દ્રિય કેરાં કામ. ૪
સ્મરણ કર્યાથી જેહનું, જ્ઞાન જ્યોતિ ઝળકાય;
મોહ તિમિર ચાલી જતું, ઉર આનંદિત થાય. ૫
આત્મરામનો વાસ તો, દેહ મંદીરે થાય;
અન્ય સ્થળે દોડું નહિ, શોધું દેહની માંય. ૬
ક્રોધાદિક સંયોગથી, પામું નહિ વિકાર;
મેઘ વિકારી હોય પણ, નભતો નહિં તલભાર. ૭
પરમ જ્ઞાન તે આત્મ છે, નિર્મળ દર્શન તેહ;
ગણું તેજ ચારિત્રને, નિર્મળ તપ પણ એહ. ૮
નમન કરવા યોગ્ય છે, એકજ મારો 'રામ';
સજ્જનનું તે શરણ છે, મંગળ ઉત્તમ રામ. ૯

સકલ શાસ્ત્ર સાગર તણું, ઉત્તમ રત્નજ તેહ;
સુંદર વસ્તુઓ મહીં, અતિશય સુંદર એહ. ૧૦
સંસારી સૌ વ્યાધિઓ, મુજને દેતી દુઃખ;
શીતલ જલ મંદિર આ, આત્મા આપે સુખ. ૧૧
સચ્ચિદાનંદ સ્વરૂપને, ધરતો હું નિઃશંક;
બીજા આનંદો બધા, ક્ષણભંગુર ને રંક. ૧૨
કર્મ બંધથી બદ્ધ પણ, બંધ કરે નહિ કર્મ;
રાગ દ્વેષથી યુક્ત પણ, નિર્મળ સમજો મર્મ. ૧૩
દેહધારી દેખાય પણ, દેહ વિનાનો હોય;
આત્મરૂપ અદ્‌ભુત આ, સમજે શાણા કોય. ૧૪
પરમ આત્મની ભાવના, શુદ્ધ ભાવથી થાય;
પરમ પદને લાવતી, કારણ ભાવ જણાય. ૧૫
પણ નીચી જો ભાવના, નીચું પદ પમાય;
લોઢાથી લોહજ બને, કંચન ક્યાંથી થાય ? ૧૬
રોગ પીડતો દેહને, નહિં રામને ખાસ;
ઘર બળે અગ્નિ થકી, નહિં ઘરનો આકાશ. ૧૭
આત્મજ્ઞાન એ તીર્થ છે, ઉત્તમ ને અદ્‌ભૂત;
સ્નાન કરી એ તીર્થમાં, કાઢું મેલ અખૂટ. ૧૮
અસંખ્ય મોટાં તીર્થથી, મેલ જેહ નવ જાય;
આત્મજ્ઞાનના તીર્થથી, અંતર મળ ધોવાય. ૧૯
કષાય કેરો વાયરો સ્પર્શ કરે નહિં રામ;
જ્ઞાન સૂર્યની જ્વાળથી, થાયે ભસ્મ તમામ. ૨૦
[1]'રામ' દીવડો દીવ્ય છે, નહિ માયાનો પાસ;

---

૧. રામ એટલે પોતાનો શુદ્ધ આત્મા.

દિવ્ય તેજથી આપતો, સકલ વિશ્વ પ્રકાશ. ૨૧
આત્મા તણા જો મંદિરે, નહિ બુદ્ધિનો વાસ;
શાસ્ત્ર તણા જો વન મહિં, કરે ભ્રમણાં ચોપાસ, ૨૨
કરે વિકલ્પો બુદ્ધિ તે, લઇ કુલટાનું રૂપ,
પતિવ્રતા બનતી નહિ, કયાંથી સતી અનુપ ! ૨૩
આત્મ સ્વરૂપે લીન તે, પરમ યોગી કહેવાય;
આત્મવત્ સૌ જીવને, ગણે હૃદયની માંય. ૨૪
પુણ્ય પાપ ને કર્મના, થાએ બહુ વિકલ્પ;
નિર્મળ મારૂં રૂપ છે, શાને કરૂં સંકલ્પ. ૨૫
ભિન્ન ભિન્ન સંયોગથી, મુખ વિકારી થાય;
પણ દર્પણ નિર્મળ સદા, મુખ જોયે શું થાય ? ૨૬
ચેતન મારૂં રૂપ છે, શરણ ગણું પણ તેજ;
અન્ય તણો આશ્રય નહિ, જડ અચેતન એજ. ૨૭
જડ ચેતનની જોડ તો, કેમ કરીને થાય;
સરખે સરખા ન બને, સ્નેહ બીજે નવ જાય. ૨૮
જ્ઞાની તેને જાણવો, નિરખે વસ્તુ રૂપ;
ચિત્ત રૂપ ચૈતન્યનું, છોડે નહિં નિજરૂપ. ૨૯
"હું" તેહજ ચૈતન્ય છું, બીજું છે નવ કોય;
એવું ઉત્તમ તત્ત્વ આ, સમજે વિરલા કોય. ૩૦
જે જે વળગ્યા આત્મને, ક્રોધાદિકનાં કાર્ય;
પુણ્ય પાપ પરિપાકથી, આવ્યા તે અનિવાર્ય. ૩૧
શાસ્ત્ર હજારો સાંભળી, સમજ્યો જે હું સાર;
કહી બતાવ્યો આજ મેં, ધ્યાન મહીં ઉતાર. ૩૨

॥ સમાપ્ત ॥

## છપાય છે! નીચેનાં પુસ્તકો. છપાય છે!

૧ **શ્રી આચારાંગ સૂત્રના પ્રથમ સ્કંધના મૂળનો ભાવાર્થ.** વર્તમાનમાં માગધી ભાષાનો પરિચય ઓછો થતો જાય છે, તેથી માગધી સૂત્રનાં ગુજરાતી ભાષાંતર થવાં આવશ્યક છે. તેવા ન્હાનકડા પુસ્તકરૂપ ભાષાંતર બ્હાર પાડવાની ઘણાએ જરૂર જોઈ છે. તેમની સૂચનાઓને માન આપી સરળ ભાષામાં, ગુજરાતી ભાષાંતર બાળબોધ ટાઈપમાં છપાવવું શરૂ કર્યું છે. દીપોત્સવી સુધીમાં બ્હાર પડશે. કીંમત રૂા. ૦-૧૦-૦ પોષ્ટેજ જૂદું.

૨ **પ્રાસંગિક લેખો અને કાવ્યો.**

પ્રસંગને અનૂસરતા લેખો અને તદ્દન સાદી ભાષામાં લખાએલાં કાવ્યો. દીપોત્સવી પછી બ્હાર પડશે. કીં. ૦-૪-૦

પુસ્તક મળવાનાં સ્થળ:—

૧ **ઘેલાભાઈ પ્રાણુલાલ શાહ—કલોલ.**

૨ **કપુરચંદ પાનાચંદ મ્હેતા**

ટીંબર મરચન્ટ—રાજકોટ-પરા.

૩ **વાડીલાલ કાકુભાઈ સંઘવી.**

સારંગપુર-તળીયાની પોળ—**અમદાવાદ.**

---

# નૂતન ઘટના.

વિદ્વાન્ મુનિઓ અને લેખકોના જૈન સાહિત્ય પરના લેખો, કાવ્યો, પ્રસિદ્ધ કરી જન સમાજમાં મફત અગર સસ્તી કીંમતે વ્હેંચવાના હેતુથી હું અને મારા કેટલાક મિત્રો આજ પંદર દિવસ થયાં વિચાર કરતા હતા તેવામાં પાલણપુરના શ્રીયુત્ કોઠારી ચીમનલાલ અમીચંદભાઇ તથા બીજા સદ્‌ગૃહસ્થોએ આ પુસ્તક તેમના ખર્ચે છપાવી મફત વ્હેંચવાની ઈચ્છા અમને બતાવી જેથી અમારા પ્રયાસને અત્યંત પ્રોત્સાહન મળ્યું છે.

'નિત્ય નિયમની ભાવના' પુસ્તકની પ્રથમ બે હજાર નકલો પૈકી એક હજાર, મહેતા બાપાલાલ રતનચંદના ગંગા સ્વરૂપ ધર્મપત્નિ ચંદનબાઈએ અને એક હજાર કલોલના શ્રીમાન્ ઘેલાભાઇ પ્રાણલાલ શાહે છપાવી છે. પુસ્તકની માગણી એટલી બધી થઈ કે એક બે અઠવાડીયામાં બધી નકલો લગભગ ખલાસ થઈ ગઈ, તેથી બીજી ચાર હજાર નકલો છપાવવાની યોજના થઇ છે, આ પુસ્તકમાંના ભાવોનું હંમેશ વંચન મનન અમો બહુ હીતકારી સમજીએ છીએ.

એક સંત પુરૂષે આ પુસ્તક લખ્યું છે અને પોતાનું નામ પ્રસિદ્ધ કરવાની અમને રજા આપી નથી. તેમને ઘણો આનંદ થયો છે અને એ આનંદના પરિણામે બીજા લેખો લખવા પ્રેરણા થઈ છે.

પૈસા ખર્ચી પુસ્તકો ખરીદવાની આપણા સમાજમાં ટેવ ઓછી છે. કેટલાકમાં તેમ કરવાની શક્તિ ઓછી છે. જૈન ધર્મ એ વિશ્વ ધર્મ છે અને તેના સિદ્ધાંતો વિશ્વની માન્યતાને પાત્ર છે. આ સિદ્ધાંતો, જૈન ઈતિહાસ, વિગેરે સાહિત્યનો મફત અગર પડતર કે સસ્તી કીંમતે ફેલાવો કરવાની ઘણી જરૂર છે, આવા હેતુથી એક **સ્થાનકવાસી જૈન સાહિત્ય પ્રચારક મંડળ** સ્થાપવાની હિલચાલ અમે કરી રહ્યા છીએ. કેટલાક સદ્‌ગૃહસ્થોએ સભાસદ તરીકે નામ નોંધાવ્યા છે. પ્રિય વાંચનાર ! આપની મરજી સભાસદ થવાની હોય તો નીચેના નામે પત્રવ્યવહાર કરવા વિનંતી છે.

જે જ્ઞાનની આપણી સમાજમાં અતિશય જરૂર છે તે દ્રવ્ય, ગુણ, પર્યાય, સ્વભાવ, વિભાવનું, સ્વરૂપ, સાદી અને સરળ ભાષામાં સમજી શકાય એવા તત્ત્વોના પ્રશ્નોત્તરોનું પુસ્તક અમો તૈયાર કરાવી રહ્યા છીએ કે જે જ્ઞાનવિના સમકિત ગુણ પ્રગટ થઈ શકતો નથી. એવું અપૂર્વ જ્ઞાન સર્વ શાસ્ત્રના સારભૂત છે. તે જ્ઞાન વૃદ્ધિ માટે લાભ લેવા ઈચ્છત હોય તેઓશ્રીએ અમોને શિઘ્ર લખી જણાવવું. કારણ તરતમાં તે પ્રકાશ થશે.

**સુખલાલ જીવરાજ શાહ,** બી. એ.

---

અમદાવાદમાં પુસ્તકો મળવાનું ને છપાવવાનું ઠેકાણું:—

**સંઘવી વાડીલાલ કાકુભાઈ.**

સારંગપુર—તળીયાની પોળ.